એટલે તમો અહિં આવિયા રે, રૂપમ યજ્ઞ પંજું તતકાળ. ૧૯
એટલે વરૂણ પાછા વળ્યા રે, વીસા દિન દશ બાર;
અર્ભક ઉછંગે બેસારિયો રે, સુંદર વપુ કુમાર. ૨૦
વરૂણ આવી આંગણે રે; વાર લાગે વેધ;
'શા માટે નું કરતો નથી રે, સાચો તે સુતમેધ.' ૨૧
રાજા કહે સુણો જગપતિ રે, નથી કીધું અન્ન પ્રાશન;
બાળક બોલતો નથી સાંભળ્યો રે; મેં નથી રમાડ્યો તન. ૨૨
પાંચ વર્ષ પૂરણ થયાં રે. રોહિતાશ્વ ધર્યું નામ;
વરૂણ આવીને ઉભા રહ્યા રે, હવે વા'વાનું નહિ કામ. ૨૩
સ્વામી મેં સુત મૂકયો નથી રે, ભણવાને નિશાળ;
વળી વરૂણ ત્યાં આવિયો રે, પરહયું તું તે પાળ. ૨૪
ઉપવીત એને દીધું નથી રે, મુને મોટી ખાંત;
ઉપવીતના દિન આવિયા રે; આવી કહે એકાંત. ૨૫
સ્વામી પરણાવું હું પ્રેમશું રે, એટલી પંહોચે આશ;
પછે પુત્ર મેં મારવો રે, હું દીન દાસનો દાસ. ૨૬
વિવાહના દિન આવિયા રે, જાણે જોનો તો વાટ;
રાજાએ વરૂણ આવ્યા સાંભળ્યા રે, હૃદે થયો ઉચાટ. ૨૭
રૂડી પેરે એ પરણ્યો નથી રે, નથી આવી ઘેર વહુ;
મોંહોમાંહે મળ્યાં નથી રે, સ્વજન સંતોષ્યું સહુ. ૨૮
વિશ્વામિત્ર મળ્યા રોહિતાશ્વને રે, તને મારશે બાપ;
નાશી જા તું નાર લઇ રે, વરૂણ આવશે આપ. ૨૯
રોહિતાશ્વ નાશી ગયો રે, લેઇને નાની નાર;
વરૂણ આવી ઊભા રહ્યા રે, હરિશ્ચંદ્ર રાયને દ્વાર. ૩૦
રોહિતાશ્વ નાશી ગયો રે, સહુ સાંભળી વાત;
સુતને સઘળે શોધાવિયો રે, કષ્ટ પામિયો તાત. ૩૧
વરૂણ કહે છે વાંકું કર્યું રે, હું વાર્યો વારોવાર;
નેટ નસાડ્યો સુતને સહી રે, શું કર્યું તું સંભાર. ૩૨
રાયે પ્રધાનને પૂછિયું રે, દશ વિધિના છે પુત્ર;
તેમાં વેચાતો લિજીએ હરી રે, રાખે ઘરમાં સૂત્ર. ૩૩

---

૨૦. વપુ–શરીર. 'વર્ષ' પ્ર. ૨ જી. ૨૧. વેધ લાગે છે–અર્થાત્ સમ
વીતી જાય છે.

બહુ ધન લેઇ (ને) સચિવ સચર્યો રે, પૂછે પેરેપેર,
વેચાતો મળે કઇ દીકરો રે, જઇને ઘેરેઘેર. ૩૪
લોક શોક પામી કહે રે, આ શુ આળપપાળ,
સુતને કાજે સરનસ્વ આપીએ રે, કો આપે નહિ નિજ બાળ ૩૫
પ્રાણુથકી પુત્ર વા'લો ઘણો રે, તે કયમ વેચ્યો જાય,
બીજુ જે જોઇએ તે આપીએ રે, મનસા વાચા કાય ૩૬
એવે એક બ્રાહ્મણ હતો રે, ત્રણ હતા તેને તન,
વચનો વેચવાનુ મન કર્યું રે, દેખી ઝાઝુ ધન ૩૭
વડો વા'લો તાતને રે, નાનો વા'લો માત,
વચલો કોને વા'લો નહિ રે, વેચવાની કરે વાત ૩૮
શુન પુચ્છ પેહેલો સહી રે, શુન શેપ બીજાનુ નામ
શુનોલાગૂલ ત્રીજો સહી રે, માતાના કરે કામ ૩૯
શુન શેપ વેચાતો આપિયો રે, લક્ષ લેઇને ગાય,
પછે પુત્રમેધ માંડિયો રે, રળિયાત થયો રાય ૪૦
વિશ્વામિત્ર તેને મળ્યો રે, શુન શેપ સુણ્ય વાત,
તને મખમા મારશે રે, આવી તારો તાત ૪૧
વિદ્યા આપી વેગે કરી રે, યજ્ઞતણો ભણાવ્યો ભેદ,
તને મારી શકશે નહિ રે, મનમા ન પામીશ ખેદ ૪૨
યજ્ઞ સ્તમ્ભે બાળક બાંધીઓ રે, મારે કોણ મુનિ તન,
તેનો પિતા કહે છે હુ હણુ રે, જો બમણુ આપો ધન ૪૩
રાજા કહે મેં તે આપવુ રે, તન મારવો તેહ
છુરિકા લેઇને આવિયો રે, મન ન આણે નેહ ૪૪
મારવાનો મત્ર ન આવડે રે, પુત્રે ભણ્યો તેણીવાર,
વરૂણને ત્યા કરૂણા વસી રે, જીવતો જોઇએ કુમાર ૪૫
રાયે આપ્યો દ્વિજ વરૂણને રે, પ્રેમતણો નહિ પાર,
તે એ વિશ્વામિત્ર જાણજો રે, મેં વાત કહી વિસ્તાર ૪૬
કૌશિકકેરી કથા સાભળી રે, રળિયાત થયા રામ,
શતાનિકે માગી આગન્યા રે, મારે મોટા કામ ૪૭

---

૩૮ નાનો–'લોહોઝો' પ્ર ૧–૨ ૭

પુરોહિતપણું એ જનકતણું રે, વે'લા આવજો વીર;
ત્ર્યંબક ચાપ ચઢાવજો રે, સુંદર શ્યામ શરીર. ૪૮
આજ્ઞા માગી તે ગયો રે, આણી અતિ આનંદ,
મિથિલા નગરીએ આવિયા રે, સ્વામી શ્રી ગોવિંદ. ૪૯
નરનારી નિરખે સહુ રે, એમાં એક ગૌર એક શ્યામ;
કૌશિક કેડે આવિયા રે, વીર વસંત ને કામ. ૫૦

---

## કડવું ૧૯ મું.

### રાગ ધનાશ્રી એકતાળી

વધાવે ફૂલ વધુ વિશેષે, વય વપુને વખાણે;
બ્રહ્મા વિષ્ણુ શંકર સરખા, કો પ્રાણી પાર ન જાણે ૧
આ સમુદ્રાંત પૃથ્વીના રાજા, મળ્યા મણિમંડપ મોઝાર;
સીતાનું સહુ સ્મરણ કરે છે, કેવી હશે સુકુમાર ૨
જનકરાયને શતાનિંદે, સંભળાવી છે વાત;
કૌશિક કેડે દશરથના સુત, આવે છે બે ભ્રાત. ૩
જનકરાય સામો સંચર્યો, અર્ઘપાદ્ય લેઈ પ્રેમ;
વિશ્વામિત્રની પૂજા કીધી, પૂછ્યું કુશળ ક્ષેમ ૪
વિદ્યાર્થી બે દશરથના સુત, આ લક્ષ્મણ આ રામ;
પિતામ્બર નીલામ્બર પે'ર્યાં, એક ગૌર એક શ્યામ ૫
વિદેહ રાજા ચરણ પખાળે, વળી વળી વિસ્મે થાય;
વજ્રાંકુશ ધ્વજ પદ્મ વિરાજિત, ચિન્હે અંકિત પાય. ૬
પુરૂષોત્તમ પ્રત્યક્ષ પધાર્યા, જોતું રહે ચિતસ્યું રૂપ,
પશ્ચાતાપ પામવા લાગ્યો, જાણી અકળસ્વરૂપ ૭
કાણ કઠણ પણ કર્યું મેં મૂરખે, જે ચઢાવે શિવચાપ,
નહિ તો સીતા એહને પરણાવત, અલ્પ મતિ હું આપ. ૮
ક્યાં કઠણ ધનુ ક્યાં એ કોમળ, મિથ્યા કર્યું હું કોડ;

---

૫૦. કૌશિક ઈ૦.–જેમ વસંત અને કામદેવ આવ્યા હોય તેવા લક્ષ્મણ અને રામ કૌશિકની પાછળ આવ્યા ૨. આ સમુદ્રાંત–ચારે પાસે સમુદ્ર સુધીની પૃથ્વીના ૬ અંકિત–ચિન્હિત.

રામ સીતા દંપતીપણું પામે, સરખા સરખી જોડ. ૯
બાંધવ બેહુએ પૂજ્યા અરચ્યા, જનકે દીધાં માન;
રાજસભામાં કૌશિક સાથે, બાંધવ એ બળવાન. ૧૦
સિંહાસન બેઠા સુંદિર વર, એક સખી આવી ઉજાતી;
વધામણિ આપ તું જાનકી, શુણુ રાઘવના ગાતી. ૧૧
વિશ્વામિત્ર સાથે બે બાંધવ, એક ગૌર એક શ્યામ;
લક્ષ્મણ એવું નામ એકનું, રામ એકનું નામ. ૧૨
પીત વસન પરિધાન કર્યા છે, એક ધનુષ્ એક બાણ;
પ્રાચી દેશથી પ્રકટ થયા છે, મહીમંડળ બે ભાણુ. ૧૩
શીશ કિરીટ ને કાને કુંડળ, ભ્રૂધનુ નાસા કીર;
કંબુગ્રીવા આજાનબાહુ, ને ગિરા અતિ ગંભીર. ૧૪
પાની પાણિ અધર અતિ રાતા, કમળ દળ લોચન;
નિરખી નયનાં તૃપ્તિ ન પામે, મોહે મારૂં મન. ૧૫
સાંભળતાં સીતા સુખ પામી, અતર્યામી એક;
ઉંચા ચઢી અવલોકન કીધું, વિસ્મે જોઇ વિવેક. ૧૬
મન કર્મે વચને એ મુજ સ્વામી, પામી પૂરવ પુણ્ય;
મોહન મુખ જોતાં મૂર્છિત થઇ, શરીર થયું અતિ શૂન્ય. ૧૭
ઋષિ કહે ઘેલી થઈ સીતા, પિતાનું પણ પ્રૌઢ;
આગળથી એને પરણે છે, દીસે છે દિગ્મૂઢ. ૧૮
સીતા કહે હું પ્રાણ તજું જો, પામુ નહિ પતિ એહ;
પિતા ભ્રાતા પુત્રતણી પેરે, બીજા રાજા જેહ. ૧૯
શિવધનુષ્ય કુસુમ સરીખુ થાજો, જ્યમ જાણે નહિ કો જન;
આપોપે કરોને એવુ, જો છો જગજીવન. ૨૦
પિતાએ પણ દારૂણ કીધુ, ક્યમ ધરૂં મન ધીર;
કમઠ પૃષ્ઠ કઠોર ધનુષ્ય એ, લલિત મૂરત રઘુવીર. ૨૧
સખી મળી પરણાવો મુને, રામ રૂડો ભર્તાર;
મીંઢળ બાંધો મંગળ ગાઓ, અધિક કરો આચાર. ૨૨

---

૧૩. પ્રાચી દેશથી–પૂર્વ દિશામાથી ૧૪. ભ્રૂધનુ–ભૃકુટિ ધનુષ્ય જેવી છે. આજાનબાહુ–ઘૂંટણ સુધી લાંબા હાથવાળા. ૨૧ કમઠ ઈ૦.–જુઓ હનુમાન નાટક. कमठ पृष्ट कठोर मिद धनुर्ललितमूर्त्तिरसौ रघुनंदनः। ૪૦."

અંગુઠીનું દર્પણ દેખાડે, માહી દીસે રામનુ રૂપ,
તેને નિરખે હૈયે હરખે, બીજો ન દીસે ભૂપ ૨૩
દેશ દેશના રાય મળ્યા છે, સીતા કેરે કાજ,
સીતા માટે સન્યાસી થાશુ મેલી મોટુ રાજ ૨૪
કો જપ માળા લેઈ નામ જપે છે, કો લખે છે ચિત્રામ,
કો કવિત ગાયા ગાય છે, હા હા સીતા નામ ૨૫
કો સીતાની વાત પૂછે છે, કો સીતાને કહાવે,
કો સીતાનુ રૂપ સભારે, સોણા માહે આવે ૨૬
ત્ર્યબક ધનુષ્ય સામુ ન જોવાયે, તો કહો કોણ ચઢાવે,
જે ચોક આવે સભામા, ભના ભના થઈ ભાવે ૨૭
જનકરાય ચિંતા મન પામ્યો, મેં મિથ્યા પણ કીધુ,
આમે રામને દેત દીકરી, પણ એ પણ પ્રસિધ્યુ ૨૮
શતાનિક કહે સહુને વાળો કહીને કઠણ વચન,
આપણીએ આપોપે જાશે, લજ્જા પામી મન ૨૯
શતાનિક કહે સહુ સાભળતા, શુ સાસઇ રહો છો શૂર,
શિવધનુષ્ય ચઢાવી સીતા પરણો, નહિતર નાસો ભૂર ૩૦
ઉપન્યો હોય જો ક્ષત્રી થણી કો, તો પરણે પણ પાળી,
જનકસુતા જોવા કયા પામો, પરાક્રમ કીધા ટાળી ૩૧
ઉદાસી શીશ ઝાલીને બેઠા બીજા બહુ રાજાન,
ઉમાટો ચઢ્યો અનળીમગ, સુદર શ્યામગવા। ૩૨
ઉધડ્યો ઉઠ્યા આપોપે જુગ્મ જોડી પાણ,
કૌશિક આગળ ઉભા રહીને, બોલ્યા મધુરી વાણ ૩૩
સ્વામી હુને આપો આજ્ઞા, એ તો અમને ગાગ,
સૂર્યવની દશરથના સુત, હળવે કીજે આળ ૩૪
વિશ્વામિત્ર કહે વેહેલા થાઓ, ચઢાવો શિવચાપ,
આશિર્વચન અનેક ઉચરે, આશ્ચર્ય પામી આપ ૩૫
લક્ષ્મણ કહે એટલાને કાજે, તમે શુ ઊઠો રામ,
મુજ અનુજને આપો આજ્ઞા, કરી શકુ એ કામ ૩૬

---

૨૩ અંગુઠીનો દરપન દેખાડે પ્ર ૧ ૨૮ પ્રસિધ્યુ-પ્રસિદ્ધ કર્યું. ૩૦ નાસો-નાસો-વિમાતણમા ૩૨ ઝલીને-ઝાલીને પ્ર-૧ ૨ ૩૬ મુજ અનુજને-મને નાના ભાઇને

રામ કહે છે ભાઈ માહરા, તારૂં કામ નહિ એહ,
કહેશે શંકરચાપ ચઢાવ્યું, બાધવ મળીને બેહ ૩૭
રાજા સહુકો હસવા લાગ્યા, એણે એ તો થાશે,
કઠણ કોદંડ ચઢાવી હમણા, પ્રેમે પરણી જાશે ! ૩૮
(જ્યાં) રાવણ સરખા રંક થયા છે, ત્યાં એ કોણ માત્ર,
બીજા રાજા બળવણ બેઠા, એ થાશે જામાત્ર ! ૩૯
પંદર વર્ષના પરમ મનોહર, નનઘન તન શ્યામ,
ઉત્તરીય આરોપી નિજ ધનુષ્ય, આવી ઉભા રામ ૪૦
જનકસુતા ત્યાં જોવા લાગી, કનકને કુસુમે વધાવે,
જો એ ત્ર્યમક ચાપ ચઢાવે, તો મુને પિતા પરણાવે ૪૧
રામે ધનુષ્ય પાછળ પ્રદક્ષિણા કરી, પૂજા કીધી પ્રીત,
જેમ હસ્તિ કમળનું નાળ ઉપાડે, લીધું એવી રીત ૪૨
જેમ ગજ શેલડીના સાઠાને, વાંકો કરીને વાળે,
તેમ શંકરનું ચાપ ચઢાવી, પ્રીત પાછલી પાળે ૪૩
ચરણાંગુષ્ટ ઉપર અગ્ર મૂકીને, ચૌદ ભુવનનો ભાર,
જાણ્યું પૃથ્વી પાતાળે જાશે, કીધો મન વિચાર ૪૪
ચઢાવતા ચડચડાટ થયુંરે, કૂર થયું કડકડાટ,
ત્રણ લોક તરફડવા લાગ્યું, નાદ સાંભળી નાટ ૪૫
ભાગ્યું ધનુષ્ય કર્યું બે કડકા, હવો હાહાકાર,
પડછંદો પ્રૌઢો થયો ત્યાં, સાંભળિયો સંસાર ૪૬
ધનુષ્ય તાણતાં ત્રણ વાનાં તાણ્યાં, તાણ્યું સીતાનું મન,
બીજા રાજાના બળ તાણ્યા, ચિંતા જનકરાજન ૪૭
જનકસુતાએ આવી આરોપી, સુંદરવર વરમાળ,
ગંગા સિંધુ મળ્યાં જેમ બેઉએ, પાછી કરીને પાળ ૪૮
જનકરાય મન આનંદ પામ્યો, વરત્યો જયજયકાર,
પંચ શબ્દ વાજિંત્ર વાજે, પ્રેમતણો નહિ પાર ૪૯
જૂડા મો લેઈને ભૂપતિ, અફ્ણીએ ઉજાણા
દશરથનંદન સુરીનર વદન, સુર થયા સપરાણા ૫૦

---

૩૮ કોદંડ–ધનુષ્ય ૪૦ ઉત્તરીય ઇ૦–પોતાના ધનુષ્યને પોતાના ખભાઅંતર મૂકીને ૪૮ સિંધુ–સમુદ્ર ૫૦ સપરાણા–સાપરાયણ–અનુકૂળ (?)

## કડવું ૨૦ મું.

### રાગ દેશાખ.

અહીંથી શતાનિક ચલાવો રે, દશરથ રાજાને તેડાવો રે,
મોટી જાન લેઈ અહીં આવો રે, કુંવર ચારેને પરણાવો રે
કૌશિક ઉતારે ઉતરિયા રે, લક્ષ્મણ રામચંદ્ર સહુ હરિયા રે,
દશરથ પામે છે તન તાપ રે, પુત્રને વિરહે કરે વિલાપ રે
કૌશલ્યાને કહે દશરથ રાય રે, મેં રામ વિના ન રહેવાય રે,
સોણામાં મેં દીઠા શ્રીરામ રે, સાથે લક્ષ્મણ પૂરણ કામ રે
રમતા રમતા આવ્યા રાજદ્વાર રે, હું તો મળવા ગયો સુણ નાર રે
જાગ્યો તો દીસે નહિ સુત બેહ રે, મિથ્યા સોણું માન્યું એહ રે.
વળતી કૌશલ્યા કહે કોડે રે, સ્વામી સાંભળો કહું કર જોડે રે,
એ બે લીના મનુષ્ય વેષ રે, પ્રકટ્યા નારાયણ ને શેષ રે
એને તમે ક્યાં કરી માનો તન રે, એને જાણો જગજીવન રે,
દશરથ સભારે અનુદિન રે, કૌશિક સાથે સંચર્યા વન રે
સભળા સુત સુંદર સાહસિક રે, એવે આવ્યા શતાનિક રે,
દશરથ રાજા સામો જાય રે, ગૌતમસુતના પૂજી પાય રે ૭
ઋષિજન બેસાર્યા આસન રે, પ્રેમે પૂછે છે રાજન રે,
કહો ક્યાં દીઠા લક્ષ્મણ રામ રે, એક છે ગૌર તન એક શ્યામ રે ૮
વળતો ગૌતમ સુત કહે વાણી રે, જેમ મચ્છ મરતો પામે પાણી રે,
મેં તન તમારા દીઠા બેહ રે, કૌશિક સાથે સુંદર દેહ રે ૯
અહીંથી ચાલ્યા ચતુરસુજાણ રે, જાણે એક ઇંદુ એક ભાણ રે,
એણે એક બાણે તાડકા તાડી રે, રાક્ષસી મૃતક કરી મહી પાડી રે ૧૦
કૌશિક પાસે યજ્ઞ યજાવ્યો રે, સુબાહુ સંહારી બનો બાવ્યો રે,
મારીચ મારી સમુદ્ર તટ નાખ્યો રે, અધમરતો જીવતો રાખ્યો રે ૧૧
પછે રામે મારી માત ઉદ્ધારી રે, શુદ્ધ શિલા ચરણરેણથી તારી રે,
ઢીમર મુક્ત મોકલ્યો રામે રે, પાવન થઇએ એહ નામે રે ૧૨
પછે આવ્યા જનક રાયને ગામ રે, જ્યાં બહુ મળિયા મહીના સ્વામ રે,
સીતાએ શીવનું ચાપ ચડાવ્યું રે તે તો જનક રાયને (મન) ભાવ્યું રે ૧૩

---

૬ ગૌભિક-કૌશલ્યા-પ્ર ૧ ૧૧ મુક્ત-મુક્તિએ ૧૩ સીતાએ-છટાથી

સીતાએ આરોપી વરમાળ રે, જોતાં મહામોટા મહીપાળ રે;
સુણતાં દશરથ રાજા નાચે રે, શું ભાઈ સોણું કે સાચે રે. ૧૪
ત્યાં આવી ચાર પુત્ર પરણાવો રે, મોટી જાન લેઇને આવો રે;
સુણતાં રીઝે છે નરનારી રે, દશરથ આનંદ્યો અધિકારી રે. ૧૫
ત્યારે જાન તો જોતરાણી રે, દશરથ રાય ને ચૌદસેં રાણી રે;
સુંદર સત્તર છે પ્રધાન રે, વારૂ પેરે ચલાવો જાન રે. ૧૬
હય રપ શકટ પાલખી પાળા રે, આગળ માતા મેગળ કાળા રે;
વાજે વિવિધ પેરે વાજીંત્ર રે, જય જય વાણી વદે વિચિત્ર રે. ૧૭
જાદરણીઓ સઘળી શણગારી રે, મગળ ગાય મનોહર નારી રે;
સાથે આવે આખું જોવા ગામ રે, વાટે સહુકોનાં છે કામ રે. ૧૮
દશરથ શતાનિકની સાથે રે, વળગ્યા બેહુએ હાથોહાથે રે;
આ પેલી પડી તાટકા પ્રૌઢ રે, એકે બાણે મારી ગુઢ રે. ૧૯
આ જુઓ રામચદ્રજીનો ચરણ રે, બ્રહ્માદિક વાંચ્છે છે શરણ રે;
આ જુઓ કૌશિકનો આશ્રમ રે, અહીંયાં યજ્ઞ પળાવ્યો મમે રે. ૨૦
અહીંયાં ઉદ્ધારી મુજ માત રે, શાપી શલ્યા કરી મુજ તાત રે;
એટલે મિથિલા નગરી આવી રે, શતાનિકે વાત જણાવી રે. ૨૧
સહુકો સામૈયે આવે રે, દશરથ રાજાને મન ભાવે રે;
ચંદનનાં છાંટણાં છટાવે રે, શતાનિક વાત જઇ જણાવે રે. ૨૨
વનિતા વિવિધ પેરે વધાવે રે, તરિયા તોરણ બંધાવે રે;
માનુની મધુરાં મંગળ ગાય રે, મિથિલાએ ઘેરઘેર ઉત્સવ થાય રે. ૨૩
જાનને ઉતારો અપાય રે, મે'લમાં ઉતર્યા દશરથ રાય રે;
મળવાને આવ્યા લક્ષ્મણ રામ રે, પિતાને પ્રેમે કર્યાં પ્રણામ રે. ૨૪
માને ભળિયા બાંધવ બેહ રે, કૌશિક કહેછે કુશળ એહ રે;
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ રામ રે, ચાર કુંવર એકે ઠામ રે. ૨૫
પીઠી ચોળી કરે છે પિતરાણી રે, સૌભાગ્ય રેણી રે;
મગદળ મગદળમાં લા'ણી રે, સૌભાગ્ય રેણી રે. ૨૬
કુશધ્વજ નામે જનકનો ભ્રાત રે, સૌભાગ્ય રેણી રે;
તેને બે પુત્રી પરમ વિખ્યાત રે, સૌભાગ્ય રેણી રે. ૨૭
કેસિની નામે કન્યા એક રે, તે તો જનકસુતાશું વિવેક રે;

---

૧૭. માતા–મત્ત–મદવાળા.

લક્ષ્મણને પરણાવો પ્રેમ રે, એણીએ વર વરિયો નેમ રે
ચારે વર વરઘોડે ચડિયા રે, ત્યારે ઘા નિશાને પડિયા રે;
દશરથ આપે આથે ભંડાર રે, ત્યારે વરત્યો જય જયકાર રે
જાદરણી ચરિત્ર રામના ગાય રે, તેને ઉલટ અંગ ન માય રે,
વર વરઘોડેથી ઉતરિયા રે, માથે ખુપ મનોહર ધરિયા રે
ધુસળ મુશળ ને રવાઈ રે, પિંડલી શરિયા નાક સજાઈ રે,
વરને મુખે કાચળી લુવે રે, પોકતી પદ્મની સોહે રે
ગળે ઘાટ ઘાલીને તાણ્યા રે, નાક સાહીને માહ્યરામા આણ્યા રે,
જનકરાય પખાળે ચરણ રે, પટરાણી નામે છે વરણ રે
હાથેવાળો હરખે સાહે રે, સખી મળી સીતાજીને વાહે રે,
તું એને ચુટીઓ ખણજે રે, સીતા કહે ખણછુ ઇમ ગણજે રે
સીતા રાઘવનું મુખ જોય રે, રખે જાણી જાતા કોય રે,
પ્રાણજીવન રઘુનાથ રે, ચુટીઓ કયમ ખણે કોમળ હાથ રે
ગોધુલિક લગ્ન રૂડી વેળા રે, કન્યાદાન દીધુ હરખે હેલા રે,
સૂર્યવંશી રાજા જેહ રે, વસિષ્ટે કહી દેખાડ્યા તેહ રે
જનકે દીધા કન્યાદાન રે, મોટા મિથિલા દેશ રાજાન રે,
ચોરી ચાર બધાવે રે, તેમા વર કન્યા પરણાવે રે
હરખે હુતાશનને ચાપે રે, દક્ષણા બ્રાહ્મણને આપે રે,
વસિષ્ઠ આચારજ કરે હોમ રે, પુષ્પવૃષ્ટિ કરે સુર વ્યોમ રે

તાલજીતમાન

પેહેલું મંગળ વરતિયુ રે, પરણે સીતા રામ,
પ્રદક્ષિણા દે પ્રેમશુ એ, જાણે રતિ ને કામ
છેડા બેહુના બાંધિયા એ, આગળ પાછળ જાય,
વસિષ્ઠ વેદ ભણે સહીએ, માનુની મંગળ ગાય
મંગળ વરત્યુ બીજુ એ, લાજા હોમે પ્રેમ,
ઉપમા એની શી કહું એ, (જાણે) મરકત મણિ ને હેમ ૪૦

૨૮ તે તો ઇ૦—તેને જનકસુતા (સીતા) સાથે લક્ષ્મણને પરણાવો—જે વખતે રામને સીતા પરણાવો તે વખતે ઊર્મિલાને લક્ષ્મણ, સ. પરણાવો ૩૨ વરણ—(રંગવાળુ) પાણી ૩૫ ગોધુલિક—ગાયો ગામમા આવતાં તેની ખરી ધૂળ ઉડતી હોય તે વખતે હેલા—હેલામા—ઉતાવળે ૩૭ આચારજ—'આચાર્ય' પ્ર ૧–૨ છ ૪૦ લાજા—ડાંગર ધાણી

આમળ એ મંગળ અતિ ભલું એ, સાળો સાહે પાગ;
(મણિ) માણેક મુક્તા આપિયા એ, અહીં અમારો લાગ. ૪૦
ચોથું મગળ ચિત્તશું એ, હૈયે હરખ અપાર;
વસિષ્ઠ ગુરૂ વેગે કરી એ, કોમળ કર્યો કંસાર. ૪૧
સમોવર સમોવર ભણે તહીં એ, સમોવડ હુઓ વિવાહ;
જનકરાયને માડવે એ, આનદ અતિ ઉત્સાહ ૪૨
સીતા જમાડે રામને એ, રામ જમાડે સીત;
કોળિયો પડાવે કામની એ, હાડ હાડ કરી હીત. ૪૩
જે કો જમે ઉતાવળુ એ, તેનો ધરમા ચાલ;
તિલક કર્યું શ્રી રામને એ, પિયળ પોહોળે ગાલ. ૪૪
ગૌતમ કને આર્તી કરી એ, બેહુએ કર્યા નમસ્કાર;
એકી બેકી ત્યા રમે એ, જીત્યા જુગદાધાર ૪૫
મીંઢળનો ન છૂટે દોરડો એ, દશરથ બાપ બોલાવે;
તેડે કૌશલ્યા માવડી એ, અજરાજને તેડાવે. ૪૬
માહોમાહે છોડ્યા દોરડા એ, વરત્યો જયજયકાર;
વિશ્વામિત્ર વસિષ્ઠને એ, દશરથને હરખ અપાર. ૪૭
ગોરવ પડગોરવ કર્યા એ, જમાડી સર્વ જાન,
વસ્ત્ર આભૂષણ આપિયા એ, યથાયોગ્ય દેઇ માન. ૪૮
એમ ચાર પુત્ર પરણાવિયા એ, જનક વળાવે જાન;
પેરામણી પૂરી કરી એ, સર્વજાનને દેઈ માન ૪૯
હાથીરથ ઘોડા ઘણા એ, બહુ દાસી ને દાસ;
હિરણ્ય હીરા મુક્તા મણિ એ, સહુની પૂરી આશ. ૫૦
માંડ રૂવે છે જાનકી એ, રામ સધાતે રગ;
સહુ વળાવી પાછા વળ્યા એ, સોપી સુંદર નગ. ૫૧



૪૦. આગળ-'આગણીએ' પ્ર. ૨ જી. ૪૨. સમોવડ સમોવડ ભણે. પ્ર. ૧ લી.

## કડવું ૨૧ મું.

### કાહાનડજીની ઘાત.

વિવાહ કરીને વાટે જાતા, આનંદ પામે નર ને નાર
સીતા રામતણું મુખ જોયે, આણ ફરીવળી વારેવાર ૧
વાજિત્ર વાજે ઝાંઝ ધન ગાજે, માનુની મધુરા મંગળ ગાય,
બંદીજન માગધ જશ બોલે, સહુને ઉલટ અંગ ન માય ૨
છ વર્ષની છે જનકનંદિની, પંદર વર્ષના પ્રીતમ રામ,
ઉપમા એને એકે દેવાય નહિ, કાંઈ ન પામાય કોટિક કામ ૩
એવે અનુચર જાતા આવ્યા, કરતા મોહોટો બૂમાટ,
સ્વામી અપશુકન અતિ થાયે, કાંઈ એક વિસ્મય સરખી વાત ૪
વિપરીત સાવજ સામા આવે અતિ વિપરીત વાયે છે વાય,
ઉતપાત ને અણવાંછ્યા મેહ આકાશ ગાજે આતિ જાય. ૫
પરશુરામ મોટા સુતા'તા, ક્ષત્રીકુળનું કરી નિકંદન,
અવનિતળમાં યોધ્ધા નથી કો જે સાથે વઢવા કરૂં મન ૬
ત્ર્યંબક ભાંજતા કર્યો કડકો, જાગ્યા ભૃગુપતિ શો થયો શોર,
કોણે ત્ર્યંબકચાપ ચગાવ્યું કોણે એ કર્મ કર્યો ઘોર ૭
ઉભો ચડયો અતિ અંગે, રોમાંચ થયો રહ્યું ન જાય,
ક્રોધે અતિ રાતા દીસે છે, ભ્રકુટિ અક્રમ ઓપે કાય. ૮
ફરશી અતિ રુધિરે ખરડી છે ઉગામે ઉજાણા મુન્ય,
જમપુરી કરશે પરિપૂરણ શું ભાઈ જગત કરીને શૂન્ય. ૯
કોપે કરી મસ્તક કાંપે છે, હોઈ રહ્યો છે હાહાકાર,
વળી ક્ષત્રી ઉપર અતિ કોપ્યા, સિંહનાદ કીધો તેણીવાર ૧૦
દશરથરાયે શ્રવણે સાંભળ્યું કોપ કરી આવે પરશુરામ,
આગે અપુત્રીઓ માટે મૂક્યો, હવે નાસવાનો નથી ઠામ ૧૧
દશરથ કહે છે રાઘવજીને, તમો કંઈ નાશી જાઓ તન
પરશુરામ પ્રપંચે નહિ ચાલે, ધીરજ ન રહે મારે મન. ૧૨
આ દુઃખ મારે અતિઘણું નહિ રે, મહાભાગ્ય હું છું અતિ દીન,
રામ વિના મેં રહ્યું ન જાયે, વારિ વિના જેમ ન રહે મીન ૧૩

૧ કાહાનડની ઘાત—એકત્રીસમા સરૈયાની ચાલ. ૧૧ આગે દશરથને સંતાન નથી એમ જાણીને પરશુરામે તેને માર્યો નહોતો. પ હવે તો પરશુરામ જરૂર મારશે

કુંવર તારી કોમળ કાયા, પરશુરામ કર ક્રૂર કુઠાર;
જેણે બહુ ક્ષત્રી ખાધા છે, દયા ન આને મન લગાર. ૧૪
જો મને મારશે ભૃગુપતિ, તમે જીવતા રહેશો તન;
કોશલ દેશનું રાજ્ય પામશો, સૂરવંશી શુભ રાજન. ૧૫
ઘરે વહુ પાલવ બાંધ્યા છે, નીલાં તોરણ મીંઢળ હાથ;
હજી અયોધ્યા હવે જઈએ, સર્વ સ્વજન સુખ પામે સાથ. ૧૬
કંઈ એક આપોપુ ઓલખાવો, પિતુ માટે માગુછું માન;
એટલુ કહ્યું કરોને મારૂ, જાણે દીધુ જીવતદાન. ૧૭
વળતા રામ વદે મુખ વાણી, એ શી તાત કહોછો વાત;
બ્રાહ્મણ ભાગા નાશી જઈએ, ફરીએ એ કરે છે ઘાત. ૧૮
સૂર્યવંશી વિષે અવતરિયા, વઢવાને કે ખાવા હાર;
જો પુત્રી તો પેટ આવતી, તો તો કોની થાતી નાર. ૧૯
નાશી જઈ જીવી શું કરીએ, કુળ વિષે લગાડી લાજ,
આ કુળમાં એમ કોણે કર્યું છે, જે મુજને તમે કો'છો આજ. ૨૦
એક વાર સહુએ મરવુ છે, આજ કાલ કોણે કળ્યું ન જાય;
જય પ્રાન્તે કોને વશ છે નહિ, એહ છતશે એ ન જણાય. ૨૧
જાણે બ્રહ્મણથી ભય પામુ, તો આગળ શુ કીજે કામ?
ક્ષત્રીધર્મ તો શુ સાચવીએ? તો કહો શુ કીજે સંગ્રામ? ૨૨
આગે ક્ષત્રી શાના હુતા, પરશુ(રામ)ના માર્યા ગયા જેહ;
હુ કોનો બીહાવ્યો બીહુ નહિ, જોઈએ તો શુ કરશે એહ. ૨૩
કોળાહળ કરે જન સહુકો, પામ્યા પરશુરામથી ત્રાસ;
ક્રૂર કુઠાર લઇ આવે છે, હવે કશી જીવ્યાની આશ. ૨૪
દશરથરાજા કરે કાલાવાલા, કૌશલ્યા કે' વારોવાર,
નાની વહુને નમાડો કંઇ એક, સીતા સુદરી છે સુકુમાર. ૨૫
રાઘવજીને કાકે દશરથ, ઉરર આવી પડે છે આપ;
પરશુરામ! પેહેલા મને મારો, હું અપરાધી એનો બાપ ૨૬
એવે જામદગ્ન્ય ત્યાં આવ્યા, માર માર મુખ કે'તા વાણ;
થર થર તન ધ્રુજે છે રીસે, અધર ડસેછે પરશુ પાણ ૨૭

---

૧૭. આપોપુ–પોતાની જાતને ઓળખાવો–મનાડો. ૨૧ પ્રાન્તે–પરાએ ન જણાય–'એમ મન જણાય, પ્ર. ૨ જી. ૨૭. જામદગ્ન્ય–પરશુ. જામદગ્નિ–જમદગ્નિ પ્ર–૧–૩.

કોણે ચાપ ચઢાવ્યુ શિવનુ, નો'તુ સાંભળ્યુ મારૂ નામ,
વળી મેં વાધ્યો છે ક્ષત્રી, મે' કોણે એ કીધુ કામ ૨૮
દશરથ રાજા દીન દામણો, જઈ ભૃગુપતિને લાગે પાય,
સ્વામી સુત હુ દોહલે પામ્યો, રખે વિઘ્ન તેને કાંઈ થાય ૨૯
પેહેલા પ્રભુજી મને મારો, જીવડો જીવન પેહેલો જાય,
દશરથરાય અતિ દુ ખ પામે, વારી રાખે રાઘવરાય ૩૦
પરશુરામ કે' મેણે કીધો, ત્ર્યંબક ધનુષ્યતણો ટંકાર,
નિશ્ચિત થઈને હુ સુતો તો, ક્ષત્રીકુળનો કરી સંહાર ૩૧
એવે રાઘવજી બોલ્યા મેં, ભુજબળે ભાગ્યુ શિવ ચાપ,
તમારૂ અહિંયા શુ લાગે છે, [જે] આવડા આકળા થાઓ છો આપ ૩૨
બ્રાહ્મણ ભાગ્યા અમો બીહું નહિ, (ને) બ્રાહ્મણને દૂભવુ નહિ લગાર
યુદ્ધ કરી બ્રાહ્મણ શુ જાણે, એ તો ક્ષત્રીનો આચાર ૩૩
બ્રાહ્મણ ક્ષત્રી વેર કરીએ નહિ, અમો સદ્‌વિપ્રને કીજે પ્રણામ,
યજ્ઞ વિષે પજુ બ્રાહ્મણને, તે સઘાતે શો સંગ્રામ ? ૩૪
વળતા પરશુરામ એમ બોલ્યા, (તું) નથી જાણતો મારી વાત,
મેં ક્ષત્રીકુળ નિકંદન કર્યુ છે, તે જાણે છે તારો તાત ૩૫
ફરશી આ તેં આગળી જોશે મારા મોટા મોટા યોધ,
તું જમસદન જોવા દીઠે છે, જે મુજને તેં ચઢાવ્યો ક્રોધ ૩૬
હજુ કુઠાર રૂધિરે ખરડ્યો છે, તેમા તેં વળી કીધુ એમ,
બળિયો તે મુકવો નહિ ક્ષત્રી, એ મારે છે મોટો નેમ. ૩૭
વળતા રામ એણી પેરે બોલ્યા, (અમો) બ્રાહ્મણનો આણું નહિ અંત
તે માટે તમને મૂકુ છુ, જાણું છુ જે છો બળવંત ૩૮
જ્યારે તમે ક્ષત્રી મારે 'તા, ત્યારે હુ હતો નહિ રામ
નહિતર તમો મારત નહિ મોને એવડુ કરી હત નહિ આમ ૩૯
મિથ્યા મારી શુ ફળ પામ્યા એ શુ છે બ્રાહ્મણનો ધર્મ ?
આપો[પા] આગ્રહ મેલી, કૂરતણુ કીધુ શો કર્મ ? ૪૦
વળતા પરશુરામ એમ બોલ્યા, એવડુ કા કરો અભિમાન,
જાુ ધનુષ્ય તે કંઈ કાળનુ તે ભાગ્યા માટે શુ ગુમાન ! ૪૧
આવી જો ધનુષ્ય મારૂ ચઢાવે, તો [હુ] તુજને માનુ રામ,

૩૬. જમસદન—જમનું ઘર.

તે ધનુષ્ય તો હતુ જાજરૂ, મિથ્યા મોહે બોને રામ ૪૨
ઉપવીતની પેરે આરોપ્યું'તુ, ઉતારીને લીધુ તેહ,
ધનુષ્ય ચઢાવીને બાણ સાંધ્યુ, કહે કોના ઉપર મેલુ એહ ? ૪૩
શુ કરૂ જો તું છે બ્રહ્મણ નહિતર તારો આણુ અંત,
ધનુષ્ય તાણુતા તેજ તાણિયુ, પરશુરામે જાણ્યા ભગવંત. ૪૪
આશિષ દેઇને આગળ ઉભા, ભને પ્રકટયા પુરુષ પુરાણ,
સ્વર્ગતણો ત્યા મારગ ભાગ્યો, બજે કરી મેલ્યુ તે બાણ. ૪૫
પરશુરામ આજ્ઞા માગીને, પોતાની ઇચ્છાએ જાય,
પોતાનું તેજ હરી લીધુ, આનંદ પામ્યા રાઘવરાય ૪૬
પરશુરામને જાતા જોઇને, દશરથ રાજાને મન મોદ,
જયજયકાર જાનમા વરત્યો, રામે રૂડો કર્યો વિનોદ ૪૭
સ્વર્ગતણો તો મારગ ભાગ્યો, એ બે મોટા કીધા કામ,
અમરગણ અંતર આવીને, જપવા લાગ્યા જયજય રામ ૪૮
વસિષ્ઠ ઋષિને પૂછે પ્રેમે, ભૃગુપતિ ક્ષત્રી વેધ્યા શા માટ,
બ્રાહ્મણને શી રીસ આવડી, એ વાતનો ઘાતો ઘાટ ૪૯
વસિષ્ઠ કહે તે રામ સાભળો, પરશુરામ કેરૂં આખ્યાન,
વાટે જાતા વાત કરે છે, જયજયકાર જપે છે જાન ૫૦

### કડવું ૨૨ મું.

**રાગ આંદોલ ઝપતાલ.**

આપ ઉચરે સાભળો રામ એ,
નામ નિર્મળ ભૃગુપતિતણુ એ ૧

**ઢાળ.**

નામ નિર્મળ ભૃગુપતિતણુ ને, ઋચીકનો જે તન,
જમદગ્નિ એનુ અભિધાન તેનું, જાણે પ્રકટયો હુતાશન ૨
એક પ્રસનજીત રાજા બનો, તેને તનયા બેહ,
સત્યવતી ને રેણુકા, સુંદરી શિરોમણુ તેહ ૩
રેણુકા દીધી જમદગ્નિને, સત્યવતી સહસાર્જુન,
પુત્રી બેને પરણાવી રાય, થયો પરમ પ્રસન ૪

---

૪૨. જાજરૂં—જજર-જીર્ણું ૪૮ અતર—અંતરિક્ષમા, ૪૯. ભૃગુપતિ—ભૃગુપતિએ-પરશુરામે

રેણુકાને સુત ચાર થયા, તેના નિર્મળ નામ,
વસુ ને વિશ્વાવસુ, મરૂવાન નેપરશુરામ ૫
એક વાર રેણકા નીર ભરવા, ગઇ રેવાતીર
ધાગજે જળનો પોટ બાંધ્યો, નીસરે નહિ નીર ૬
સહસ્રાર્જુન સ્ત્રીએ પરવર્યો, કરે છે જળકેન,
સહસ્ર ભુજ શોહામણા, જાણે વૃક્ષ વીંટી વેન ૭
રેણુકાએ રમતી દીઠી, સહુવતી સ્વામી સાથ,
માતો ગજ જેમ હાથણીશુ, રમે લીના હાથ ૮
પિતા મારે કયા અતર, માહરો શો વાક,
આ પરણાવી રાજનને, મારે માગી રાક ૯
તપ કરે વન દેહ દમે, વાચ્છિત નહિ જે વિનાસ,
મનોરથ મારા મિથ્યા થાએ, હુ કરૂં જે આશ ૧૦
આ આમ આનદ કરે છે, ભાગ્ય મારૂ મદ,
રોહિણીની પેરે રમે છે, ચતુર જાણે ચદ ૧૧
બાળા તે એમની થઇ, કાળજે ન રહ્યુ વાર,
રડવડીને પડી પૃથ્વીએ, થઇ રોવા સગળી નાર ૧૨
આક્રદ કરતી આવી આશ્રમ, પિયુ પ્રીછે પેર,
મહીપતિ દેખી મન મોહ્યુ, રોતી આવી ઘેર ૧૩
જમદગ્નિએ જાણિયુ ચચળ કીધુ ચત,
ત્રણ તન તેડ્યા તાતે તતક્ષણ વારૂ વિદ્યાવંત ૧૪
(તમો) તમારી માતુ મસ્તક છેદો, માનો મુજ વચન
એણીએ અપરાધ કર્યા છે, તે જાગે છે મુજ મન ૧૫
મસ્તક માતુ કેમ છેદીએ, તન કહેછે તાત!
બીજુ કહો તે કીજીએ, પણ વારૂ નહિ એ વાત ૧૬
જમદગ્નિ કહે છે મરણ પામો સુતને દીધો શાપ,
મૃતક થઇને મહી પડ્યા તે (તેરો) દૂભવિયો નિજ બાપ ૧૭
પરશુરામ આવ્યા રૂડા ભાવ્યા, તાતને કર્યો પ્રણામ,
ગાહુચરની પેરે આગળ ઊભો, કાંઇ એક દીજે કામ ૧૮

૬ પોટ—પોટનો ગોટ' પ્ર ૧લી ૭ સ્ત્રીએ—સ્ત્રીઓ સહિત જળકેલિ (જળકેલિ)—જળની ક્રીડા ૧૨ એમની—વ્યગ્ર ચિત્તવાળી

જમદગ્નિ કહે તુજ જનુનીનું, તું શીઘ્ર છેદને શીશ;
અપરાધ એણે એક કર્યો છે, તેણે ચઢી મુજને રીસ. ૧૯
પરશુરામે ફરશીવડે, શિર છેદિયુ તત્કાળ;
માતા ભ્રાતા મરણ પામ્યા, મિથ્યા મોહમયી જાળ. ૨૦
જમદગ્નિ એણીપેરે ઉચરે, તું માગ સુત વરદાન;
કહ્યુ કર્યુ તે માહરૂ, હુ થયો અતિ તુષ્ટમાન. ૨૧
પરશુરામ વાણી વદે વળતા, જીવે માતા ભ્રાત,
માત મન જાણે નહિ જે, એણે કીધો ઘાત. ૨૨
મા માર્યાની હત્યા મુને, લાગે નહિ લગાર;
વર આપી કર્યા જીવતાં, તપોબળે તેણીવાર. ૨૩
એટલે સહસ્રાર્જુન રાજા, મૃગયા રમતો રંગ;
જમદગ્નિને આશ્રમ આવ્યો, મારતો સારંગ. ૨૪
આવીને ત્યા ઉતર્યો, મુનિએ દીધાં માન;
ઉતારો એક આપિયો, સુખિયો થયો રાજાન. ૨૫
કેડેથી સર્વ સેના આવી, તેનો ન આવે પાર,
જે જેવા તેને તેવા, ઉતરવાને દ્વાર. ૨૬
હાથીને નીરવા શેલડી, ઘોડાને જવ જાણુ,
ભક્ષ ભોજન ખટરસ મનુષ્યને, વિવિધ વિનય વખાણુ. ૨૭
ઇંદ્રનો વૈભવ અવનિએ, શુ આરોપે છે આજ,
જેને જે જોઇએ તે આવે, જાય માગવા કોણ કાજ. ૨૮
કાર્તવીર્યે વિસ્મય પામ્યો, આ આશ્ચર્ય અદ્ભુત,
હમણા હતુ એક ઝૂપડુ ને, રહેતો ઋષિ અવધૂત. ૨૯
આવડો વૈભવ અહીં ક્યાથો, આવ્યો અકસ્માત;
પર્ણકુટીમા પેશી જોયુ, કાંઈ કારણ વિખ્યાત ૩૦
જુએ તો હોમશાળામા, એક દિવ્ય દીઠી ગાય;
તેજપુંજ ઝળકાર કરતી, શોભા શી કહેવાય. ૩૧
એ ધેનુ આપો મુનિ મુને, રાજે રાજદ્વાર,
તાપસને શી ગાય એવી, જેવી એક સૃષ્ટ મોઝાર ૩૨
જમદગ્નિ કહે છે તપોબળે કરી, પામીએ તો એહ;

---

૨૯. કાર્તવીર્ય—સહસ્રાર્જુન. ૩૨. સૃષ્ટ—'શિષ્ટ' પ્ર. ૧

વાયે વાઇને કર્યું વાસીદું, મર્દ મમાર્યો ચૌટાં ચૉક
મેઘે મોટા ફોરા પાડી, છાટ્યા સઘળા શેરેશેર,
સુમનસ સઘળે વસત વરસે, તરિયા તોરણ ઘેરેઘેર
અમર વિમાન વિલંબી અતર, (જાણે) ચદરવા બાંધ્યા ચિત્રામ
મદને આવી મેદિન શણગાર્યો, અહીં સીતાશું રમશે રામ
ભાઇ ચાર પરણી ઘેર આવ્યા, પ્રેમે પોંખે કૌશલ્યા માત
વહુઓ સહિત વધાવી સુતને, વાસો થાબડી કાને વાત
વહુ આવ્યા વહુઆરણું આવ્યા, એવું કહી ગાયે નાર
રાજા સહુકો સાથે આવ્યા, રાજે રઘુપતિ સભા મોઝાર
પેંરામણી વેંચીને આપે, યથાયોગ્ય જે જેવા રાય,
રાઘવ તિલક કરી સહુકોને, વૃદ્ધ વૃદ્ધને લાગી પાય
ગોત્રજની પૂજા કરી પ્રેમે, તેડી સીતાને છત્રાવ્યો મોભ
આજ્ઞા દીધી પણ કોઇ ન જાયે રામરૂપ જોવાનો લોભ
ઉછંગે બેસાર્યાં વર વહુ, આપે મણિ મુક્તાના હાર,
ઘણા ધની થયા જાચકજન દશરથ રાજા અતિ દાતાર
સભામાંહે સહુકો બેઠું, આદિત્ય આવ્યો છે મધ્યાન,
રામ રૂપ જોતા અતિ રીઝે, ચળે નહિ થોભ્યો તેણે સ્થાન
સેવકના હાથમાંથી લીધો રામે ચાબખો આણી રંગ,
ઉગામીને માર્યો મોં'કમ આગળ ઊભો એક તુરંગ
સાયંકાળ સે'જે થયો એવે સહુ આપોઆપે ઉઠી જાય,
આજ્ઞા આપ્યે કોઇ નો'તુ જાતુ પછે રામે કર્યો એહ ઉપાય
સીતાને મળવાનું મન છે, એકાંત વિના ક્યમ પામે લાગ,
મુખ જોતા મોહ્યા છે મહીપત ઘેર ન જાય ન થાયે માગ
આદિત્યને એમ કેમ કે'વાયે, અસ્તાગત થાઓ તમો ભાણ
ઘોડાને ચાબખો મારી, પ્રીછવ્યો સમમુખો કેકાણ
એવે આદિત્ય અશ્વ ઉજાણ્યો, સમ દેઇને કીધી સાન

૬ સાકેત-અયોધ્યા ૭ શેરેશેર-શેરીએ શેરી સુમનસ-પુષ્પ ૮ વિલંબી-અટકી રહીને અતર-અંતરિક્ષ ૧૨ છત્રાવ્યો મોભ-(?) પ્રત ૧ લીમાં 'છબાવી ભોગ' છે, પણ તે પાઠ લેતા પ્રાસ તૂટે છે ૧૩ ઘણા ધની-એક ભરી પ્રત ૧-૨ ૧૮ સમમુખો કેકાણ-સાત ઘોડા

આપ આપને સ્થાનક સહુ પો'ત્યું, હૃદે રામનું રાખી ધ્યાન. ૧૯
મણિમય મેહેલ મનોહર માહે, ઢાળ્યો છે પ્રૌઢો પર્યંક;
દૂધફીણ સરખી તળાઇ, ઓસીસાં ગાલમશુરિયાં મયંક. ૨૦
દામ દામ રત્ન બહુ ઝળકે, ચંચળ ચળકે કોમળ કામ;
આગળથી શય્યાએ સૂતા, લીલા રમવા કારણ રામ. ૨૧
સખીજન શીખવે સીતાને, રોઇશ મા તું ધરજે ધીર;
આલિંગન આનંદે દેજે, રમવા સરખો છે રઘુવીર. ૨૨
સોનાની ઝારી સુંદર લેઈ, સીતા ચાલી કરતી લાજ;
મેહેલમાં પેસતાં પાછી નાસે, નાના સખી નહિ જાઉં આજ ! ૨૩
પરાણે ઠેલીને મેલી, ચાલી દાસી દેઇ બાર;
રાઘવે સાન કરી સીતાને, આવી બેસો આણે ઠાર. ૨૪
સીતા ઊભી ઉત્તર ન આપે, તન ધ્રુજે સુજે નહિ વાત;
જાણે છે જે શુંયે થાશે, શાને સરજી મારા તાત. ૨૫
રામે હરખે હાથ સાહ્યો, સીતાને વાહી(ને) બેસારી સે'જ;
મુખચુંબન પરિરંભન પ્રેમે, વસ્ત અમુલક આપે હેજ. ૨૬
ઉકાંટા ચઢે સીતાને, રોમાવળી રાજે રતિરંગ;
રામ કહે મેં રહ્યું ન જાયે, પીડે છે મને અતિશે અનંગ. ૨૭
તારી વેણી દેખીને વાસુકી, જો તે પણ પેઠો પાતાળ;
ચંદ્ર લાજ્યો દેખી મુખની છબી, વાંચ્છે ભુવનમાં ફરવા બાળ. ૨૮
ધનુ મૃગ મીન મધુપ મોહ પામ્યાં, કમળદળ દેખી લોચન;
સારંગ શિશ સમાર્યા સુંદર, અતિ રીઝે છે મારૂં મન ૨૯
નાસા દેખીને શુક લાજ્યા, તે વારે વારે કહેછે રામ;
અધર દેખી પરવાળી લાજી, કુસુમતણું ન રાખ્યું નામ. ૩૦
દાડમકળી રહી મળી એકઠી, દશન દેખીને મોહ્યું મન;
કંબુ ગ્રીવ દેખીને લાજે, વાજે હરિમંદિર અનુદિન ૩૧
સ્તન દેખીને પૂગી લાજી, જટાને કયા કીધી કોડ;

---

૨૮. ચદ્ર–'ઇંદ્રિ' પ્ર. ૧–૨. વાંચ્છે–અર્થાત્ જગતમાં એવી બીજી છબી શોધવા જાયછે. ૨૯. સારગ ઇ૦–સારગ શું શું તે સમાર્યા સુદર. પ્ર. ૧. સારંગ સુતે સમારા સુર પ્ર. ૨.

૨૯ સારગ ઇ૦–સારગ (કમળ, ફૂળ, ઘરેણાં કે વાળ) માથે સમાર્યાં. 'શીશાં' પ્ર. ૧–૨. ૩૧. કંબુ–શંખ.

આમ એ આવે નહિ, દમ્યા પાણે દેહ ૩૩
રાગન કહે છે હું બળે લેઇશ, છોડના ગયો ગાય;
ગાય ધાઇ ન શકયો સાહી, બાહેર આવ્યો રાય. ૩૪
અનુચરને દીધી આજ્ઞા, બળે બાધો એહ;
કાષ્ટના દુઃખદ પ્રહાર કીધા, દોરડે બાધ્યો દેહ; ૩૫
ગાયે અતિશે રાવ કીધી, ભાંભા કરી ભયભીત;
જમદગ્નિ રાખો મુને, હૈયે કરીને હીત. ૩૬
જમદગ્નિ કહે હું શુ કરૂં, મેં ન ચાલે નાટ;
આપોપાને બળે ઉગરે, કોની કેંવા જુએ વાટ ? ૩૭
ખરીથકી ખુરાસાણી ઉપાયા, રોમથી રૂમી જાણ;
મુખથકી મુગતાની ઉપાયા, જાણે ઉમટી ખાણ. ૩૮
ગાય ઉત્પતી આકાશે ચાલી, ભગ્ન થયો ભૂપાળ;
કટક કોદરો ગયું નાશી, જાણે કોપ્યો કાળ ૩૯
સહસ્રાર્જુને જમદગ્નિને, કીધા માઠુ પ્રહાર;
અધમુઓ કરી અવનિએ નાખ્યો, રાખ્યો પ્રાણ લગાર. ૪૦
પરશુરામ આશ્રય આવિયાને, પડયો દીઠો તાત,
કહો પિતા મારા કોણે માર્યા, પ્રેમે પૂછી વાત. ૪૧
સહસ્રાર્જુનતણું કારણ, કહ્યું કરી વિસ્તાર;
પરશુરામ કોપે ચાલિયા, હવે કુળ કરૂં સહાર. ૪૨
ભૃગુપતિએ કર્યું યુદ્ધ દારણ, સહસ્રાર્જુન સાથ;
ફરશી વડે છેદિયા, સુંદર સહસ્ર હાથ. ૪૩
કાર્તવીર્યનું નિકદન કીધુ, હવો હાહાકાર;
પછે પિતાને પ્રશંસી, સર્વે કહ્યો સમાચાર. ૪૪
પરશુરામ તપ કરવા ગયા, એકલો આશ્રમ તાત;
સહસ્રાર્જુનના સુત આવી, કરી ગયા ઉપધાત. ૪૫
જમદગ્નિ મૃત્યુ પમાડિયો, આશ્રમ કર્યો ઉત્પાત;
પરશુરામ આશ્રમ આવિયા, તો પડયો દીઠો તાત. ૪૬
દાધાંજળ કીધું પિતાને, પ્રતિજ્ઞા કરી એહ;
ક્ષત્રીકુળનું નિકદન કરવુ, એમાં નહિ સદેહ. ૪૭

---

૩૫. કાષ્ટના—કષ્ટદષ્ટતના પ્ર. ૧-૨. ૪૫ ઉપધાત-ઘાત.૪૭. દાધાંજળ દાહક્રિયા અગ્નિસંસ્કાર કર્યા પછીની જલાંજલિ.

ફરશી પાણ ધરી કરી, કરતો હવો કદન;
પહેલ વેહેલા સંહારિયા, સહસ્ત્રાર્જુનના તન. ૪૮
પછે ક્ષત્રી માત્ર મારી, ચલાવ્યું શોણિતપૂર;
કુરૂ ક્ષેત્રમાં હદ પાય ભરિયા, તેમા શ્રાદ્ધ કીધુ શૂર ૪૯
એકવીસ વાર નક્ષત્રી પૃથ્વી, એણે કરી એટલા માટ;
તમો પૂછ્યું મને તે, વાત ધાલી ધાટ. ૫૦

## કડવું ૨૩ મું.

### રાગ કાલેરો.

* અયોધ્યાની સમીપ આવ્યા, જોવા સરીખી દીસે જાન;
નર નારી અતિ આનંદ પામ્યાં, જે સીતાપતિ શ્યામળવાન ૧
વિવિધ પેરનાં વાજિત્ર વાજે, માનિની મધુરા ગાયે ગીત,
ઇંદ્રાદિક સુર સહુકો જુવે, રામ સધાતે રૂડી પ્રીત. ૨
નગર નિવાસી જનને જુવે, મિષોન્મિષ ન કરે લગાર;
રખે જોતા રહિએ અધક્ષણએ, જય (જય) જગજીવન જગદાધાર. ૩
ધન્ય કૌશલ્યા એહની માતા, ધન્ય દશરથ જે એનો તાત;
કોણ ભાગ્ય કહિએ સીતાનું, અર્ધાંગે જે સોહે સાથ. ૪
પુણ્યપુંજ કીધા પણ આપણે, સાચે સફળ થયા લોચન,
અયોધ્યાએ આગળથી ન જવાય, મોહ પામ્યા છે સહુના મન ૫
સાકેત જઇ શણગાર્યું કોણે, જો સાથે છે સધળા લોક;

૪૮. કદન—નાશ ૪૯. હદ—દરા ૧. રાગ કાલેરો—સવૈયા એકત્રીસાની લે વંચાય છે

* ૨૨ મા કડવા પછી બાલકાંડ પૂરો થવો જોઇએ. અમને મળેલી પાંચ પ્રતો તપાસતાં કોઈ પણ પ્રતમા બાલકાંડ અને અયોધ્યાકાંડ જૂદા પાડેલા નથી તે પરથી લેખકોએ ભેળસેળ કરી નાખ્યું હશે કે કેમ થયું હશે તે કંઈ સમજાતુ નથી બીજા કાંડો પૂરા કરતાં કવિ આ પ્રમાણે લખે છે —

"અરણ્યકાંડ થયો સંપૂરણ, સુણતા સધળી પો'ચે આશ;
કરજોડીને વિનવે, ભાલણસુત ઉદ્ધવદાસ."
ખાતુ કંઈ બાલકાંડ પૂરો કરતા જણાતુ નથી

કટિ દેખીને કેસરી લાજ્યો, લંઘન કરીને ટાળે ખોડ
જંઘા દેખીને કદળી લાજી, તે ફળે નહિ બીજી વાર,
ઉર દેખીને હસ્તિ લાજ્યા, પાડે ધૂળ ધાલે શિર છાર
ગતિ દેખી હંસ લાજ્યા, તે ધરે માનસરોવર ધ્યાન,'
જાણે છે જે એવી ગતિ આવે, બેશી શ્રવણે કરે અમૃતપાન
તારા ચરણકમળની કોમળતા દેખી, તરુ ધરડાને પૂછે કંજ,
એવા કોમળ અમો કયમ થઇએ, જે કોને કીજે મનરંજ
પાદપ કહે પેસો પાણીમા, તે કમળે ખાધા બૈરવજાપ,
અર્ધજળ રહી ઇશ ઉપાસે, આપોપુ ખુચાડી કાપ
મધુપેકરી રુદ્રાક્ષની માળા, કમળ જપે છે શિવનો જાપ,
તેથી તવ પદપંકજ કોમળ, અકૃત્રિમ અરુણ અતિ આપ
સીતા તું છે સર્વસ્વ મારું, એમ કહી છોડાવે લાજ,
મુગ્ધા માટે મન મનાવે, સુરત સરસ રચ્યો સુખકાજ
એમ અનુદિન આનંદ અનુભવતા, સીતાશું સુખ પામે રામ,
રતિ કોટિક તે દાસી સરખી, સેવક સરખા કોટિક કામ
અષ્ટાદશ વર્ષના સીતા થયા, એમ રમતા થયા બહુ દિન,
સતાવીશ વર્ષના રાઘવ, રાજે રાજીવદળ લોચન
દશરથ મનમા મોદ ન માયે, યુવરાજ જાણી નિજ તન,
જાણે રાજ્ય રામને સોપુ, હુ હવે કરું કશું સાધન
પેહેલું સચિવ સહુને પૂછ્યુ, સુમંત્ર કહેછે સ્વામી સત્ય,
રામચંદ્રને રાજ્ય સોપીએ તમો વારુ વિચારી મત્ય
પછે પ્રજા તેડીને પૂછ્યું, કહો તો રામને આપુ રાજ્ય,
હુ વૃદ્ધ થયો છુ અતિશે, કુંવર કરશે મારુ કાજ
પ્રજા કહે પ્રભુ એ શું પૂછો, રાજ્ય યોગ્ય છે રાઘવરાય,

---

૩૨ જટા—ઝોડના રુવાટા કંથા—ઝોડા લધન—લાંઘણુ ૩૫ કંજ—
મળ. જે ઇ૦—જેથી કોઇને મનમા રંજન કરિયે ૩૬ ખાધા—'ખાધી
૧ સી. બાધી' પ્ર ૨ જી આપોપુ ઇ૦—પોતાના અંગને કાપ (કાદવ)
ખુચાડીને ૩૭ મધુપેકરી—ભમરા રૂપ રુદ્રાક્ષની માળા કરીને તેથી ઇ૦—તે
તે કમળ તારા ચરણ સરખા કોમળ અને અકૃત્રિમ (સ્વાભાવિક) અરુ
(લાલ) થયાં છે ૪૦ રાજીવદળ લોચન—કમળ પત્ર સરખી આંખોવાળા રામ

ઘણા દિવસના અમો ઇચ્છતા'તા, તે તમને કયમ 'કહેવાય. ૪૪
વસિષ્ઠ ગુરૂને તેડાવ્યા રાયે, આસન આપી દીધું માન;
કહો (કહીએ) રામને રાજ્ય આપીએ, પ્રેમ ધરી પૂછે રાજાન. ૪૫
મુનિએ મુ'ર્ત મનોહર આપ્યું, કાલે ઉગતે પેહેલે જામ;
દશરથરાય અતિ આનંદ પામ્યો, હવે પો'તી હૈયાની હામ. ૪૬
જાઓ તમે જઇ કહો કુંવરને, કાલ કોશલનું પામશો રાજ;
વસિષ્ઠ ગુરૂ વેગે કરી ચાલ્યા, સેવક પાસે સજાવે સાજ. ૪૭
તાપસને આવતા દેખી, રાઘવજી લળી લળી લાગ્યા પાય;
અર્ઘપાદ્યને પૂજા કીધી, હવે હઇડે હરખ ન માય. ૪૮
કહો સ્વામીજી કયમ પધાર્યા, આજ આજ્ઞા આપો નાથ;
અમો અનુચર છું રે તમારા, કહ્યું કીજીએ જોડે હાથ. ૪૯
વસિષ્ઠ કહે વા'ણામાં તમને, દશરથરાય આપશે રાજ;
હવિષ્યાન્નને ભૂમિશયન (કરી) બ્રહ્મચર્યવ્રત પાળો આજ. ૫૦

## કડવું ૨૪ મું.

### રાગ રામગ્રી એકતાળી.

રામજી રળિયાત થયા રે, આજ પો'તી અમારી આશ રે;
પિતા પદવી આપશે રે, અયોધ્યાતણી ઉલ્લાસ રે. ૧
ધન ધન જીવ્યું આપણું રે, સાંભળ સીતા નાર રે;
વસિષ્ઠ ગુરૂ ત્યાં કહી વળ્યા રે, સુણી ઉલટ મન મુરારર રે. ૨
અયોધ્યા આનંદ અતિ ઘણો રે, તરિયા તોરણ બાર રે;
ધ્વજા પતાકા ચંદ્રવા રે, રીઝયાં નર ને નાર રે. ૩
મંગળ ગાયે માનિની રે, વાજે પંચ શબ્દ નિશાણ રે;
બંદીજન જય જય ઉચરે રે, જગતમાં થયું જાણ રે. ૪
રાજા બહુ તેડાવિયા રે, તિલક કરવા કાજ રે;
જળ આણ્યું સિંધુ ચારનું રે, સર્વ ઔષધી સર્વ સાર રે. ૫
મહાનુભાવ દ્વિજ તેડિયા રે, પટ્ટાભિષેક છે કાલ રે;
દાન પુણ્ય કીધાં ઘણાં રે, એ સૂર્યવંશીની ચાલ રે. ૬
દેવ થયા સર્વે દામણા રે, દેવ થયા અતિ ઉચાટ રે;
રામ રાજ્ય જો પામશે રે, તો મનુષ્ય થયા શા માટ રે? ૭

૫૦. હવિષ્યાન્ન—હોમવામાં કામ લાગે એવાં અન્નનું ભોજન કરીને.

નિશા તે વીતી સહી રે, થયો તે પ્રાત કાળ રે
રાજ્યસભામા આવિયા રે, મહામોટા મહીપાળ રે ૮
દાસી કૈકેયીતણી રે, મથરા તેહનું નામ રે,
તે પણ બહાર નીસરી રે, કરતી ઘરના કામ રે ૯
જુએ તો જયજય સહુ કહે રે, મધુરા મગળ ગાય રે,
અક્ષાણા મુક્તામણિ રે, એ સુખ કહ્યુ ન જાય રે ૧૦
મથરા કહે મુજને કો રે, આજ કશો ઉલ્લાસ રે ?
એવડુ ગાઓ છે શા ભણી રે, શે નથી ખાતા શ્વાસ રે ? ૧૧
એ વધાવો શો કહેને રે, ત્યારે બોલી બીજી નાર રે,
બાઇ તું ક્યાઇ નથી જાણતી રે, આજ પામશે રાજ્ય મુરાર રે ૧૨
મથરાએ મો મરડી રે, ભરતતણુ લીધુ નામ રે,
કૈકેયીનો કુવર રાજા થશે રે, જુઓ મારા કામ રે ૧૩
મથરા આવી મેહેલમા રે, કૈકેયી કેરે પાસ રે
અતિશે થઇ છે આકળી રે, મેલે મુખ નિશ્વાસ રે ૧૪
બાઇ તું બેઠી શા ભણી રે, આભરણુ સર્વે ઉતાર રે,
આપણે બેહુએ વન જાઇએ, કા દૈવે સરજી નાર રે ૧૫
હુ તો દાસીની દાસી નહિ રે, હુ તો પટરાણીની દાસ રે,
હવે તુ ક્યા સોટલી રે, વળી વળી વાત વિમાસ રે ૧૬
એ જીવ્યા પેં મરવુ ભલુ રે, (જે) મહીપતિનું નહિ માન રે,
ચાશે શોક્ય સર્વે ઉપરી રે, અહીં રહ્યાપેં રહુ રાન રે ૧૭
તું કૈકેયરાયની દિકરી રે અને ભુંડુ તારૂ ભાગ્ય રે,
અગીઠી લાગી અહરનિશા રે, હોલારો નહિ આગ રે ૧૮
કૈકેયી વળતી કહે રે, કાં કઠણુ બોલે બોલ રે,
એવુ કહીએ કોતી નહિ રે, નહિ કો મુજ સમતોલ રે ૧૯
મથરા કહે હું શુ કરૂં રે, આજ રામ પામશે રાજ્ય રે,
કૌશલ્યા પટરાણી ગણી રે, ત્યારે તારૂં શુ કાજ રે? ૨૦
મથરા માગ્ય કાંઈ મુજકને રે, વધામણી વિખ્યાત રે
સોને ઘડાવુ જીભડી રે વારૂ કહી એ તેં વાત રે ૨૧
અને ભરતથકી વાલો ઘણુ રે, કૌશલ્યાસુત રામ રે,

---

૧૦ અક્ષાણા–અખિયાણા 'આણ્યા' પ્ર ૧ લી

હું રાજ્ય વાંચ્છુછું તે તણું રે, જેનું નિર્મળ નામ રે. ૨૨
ફટરે જાંડી પાપણી રે, તું અંતર કાં કરે આજ રે;
રામજી સર્વસ્વ માહરે રે, બીજાશુ કોણુ કાજ રે. ૨૩
મંથરા મુખ ભૂંડું કરી રે, વળતી વદે વચન રે;
મારે કહે નથી માનતું રે, મહિલા તારૂં મન રે. ૨૪
જે ગપ તુજવણુ રહેતા નહિ રે, તે નહિ લે તારૂં નામ રે;
કૈકેયી તે કોણુ છે રે, તે સાથે શું કામ રે. ૨૫
તારે ઘેર આવતાં લાજશે રે, જાશે રાજમાતને ઘેર રે;
કૈકેયી ક્યાં નથી ચેતતી રે, હું તો કહુંછું રૂડી પેર રે. ૨૬
પછે પસ્તાશો ઘણું રે, જ્યારે દિકરો થાશે દાસ રે;
દીન દામણો દીસશે રે, આપ્યાની કરે એ આશ રે. ૨૭
બાઇ મેં તો રે'વાય નહિ રે, એ દુઃખ સહ્યું ન જાય રે;
રાજ્ય આપે ભરતને રે, (તો) સુજને સુખ થાય રે. ૨૮
કૈકેયી વળતી વદે રે, દુઃખ પામે મારૂં મન રે;
હું તો રહી શકતી નથી રે, સુણી તારાં કઠણ કથન રે. ૨૯
આગે બે વર આપ્યા મુને રે, તે મેળુ રાયને પાસ રે;
એક રાજ્ય માગુ હું ભરતને રે, બીજે રાઘવને વનવાસ રે. ૩૦
રાય રણયુદ્ધ કરવાને ચડ્યા'તા રે, ત્યારે વાગ્યા પરના પ્રહાર રે;
ત્યારે મેં સેવા કરી રે, બે વર આપ્યા અપાર રે. ૩૧
પાણે પીડા થઈ રાય ને રે, નવેસો પાકયો નખ રે;
આક્રંદ કરે અહર્નિશા રે, દેહે દારૂણ દુઃખ રે. ૩૨
કૌશલ્યાએ મેલ્યો મુખમાં રે, વદન ભરાણું પાચ રે;
સુખ શરીર રાયને થયું રે, વદને બોલે વાચ રે. ૩૩
મેં મુખ માહી રાખિયો રે, એ ગઈ થુકવા બા'ર રે;
રાજાજી ત્યારે જાગિયા રે, પૂછ્યું કેયી નાર રે. ૩૪
ત્યારે મે વર માગિયા રે, તે સંભાર્યા આજ રે;
વન વાસો રઘુનાથને રે, ભરત વીરને રાજ રે. ૩૫
બાઇ વેર કે' શું (તારે) રામશુ રે, હૃદે વસી છે રીસ રે;
કઠણ કહે છે ક્યારની રે, રીસ ચડાવે શીશ રે. ૩૬

---

૩૦ મેળુ–મેળવું. પાસ–પાસેથી. ૩૧. પરના–શત્રુના. ૩૨. નવેસો–નવો. 'નાવેસો પાક્રો ઈ૦ નખરે' પ્ર. ૧ લી.

રામ હિંડોળે હિંચતા હતા રે, મને કહ્યુ ધુમળી ધાન રે,
મેં વચન માન્યુ નહિ રે, કહ્યું કીધા દેશની ચાલ રે . ૩૭
પછે પાદુપ્રહાર મને કર્યો રે, તદીનો હૃદયે રાષ રે,
રામરાજ્ય પામતા સુણીને, શરીર ઉપન્યો શોષ રે ૩૮
એવુ કહી રડા રહી રે, કૈકેયીએ કર્યો વિચાર રે,
ક્રોધાગાર ઘરમા ગઇ રે, સર્વે ઉતાર્યા શણગાર રે ૩૯
ઉજ્વળ વસ્ત્ર તે પેરિયા રે, વિધવાનો ધર્યો વેષ રે,
ઉધી સુઈ આક્રંદ કરે રે, તાડો લાગ્યો તેપ રે ૪૦
એવે દશરથરાયે જાણિયુ રે, ચડ્યો કૈકેયીને ક્રોધ રે,
રાજ્ય આપતા રામને રે, વણ પૂછયે વાધ્યો વિરોધ રે ૪૧
મહીપતિ મદિર આવિયા રે, દાસીને પૂછી પેર રે,
કૈકેયી સા ક્યા ગઇ રે, નથી દીસતી ઘેર રે ૪૨
રીસભરી દાસી કહે રે, શુ છે તારે કામ રે,
મદિર જાવ માનિનીતણે રે, જેને સુત શ્રીરામ રે ૪૩
ભુવન સઘળુ શોધિયું રે, પછે આવ્યા ક્રોધાગાર રે,
સૂતી દીઠી સુંદરી રે, આખો વેહેતી વાર રે ૪૪
બોલાવી બોલે નહિ રે, ઉત્તર ન આપે લગાર રે
ઉપાડી ઉભી કરી રે, નમે નહિ નિર્ધાર રે ૪૫
તું રીસાઇ છે શા ભણી રે, કહે છે કોનો વાંક રે,
તેને હું તતક્ષણુ તજુ રે, એ છે આડો આક રે ૪૬
તું વા'લી છે મુજને ઘણી રે, પ્રાણથકી પણ પ્રીત રે,
અબોલા લીધા કાં એવડા રે, રમો રૂડી રીત રે
તું જે કહે તે હું કરૂં રે, જો કરવા સરખુ ન હોય રે,
તુના તારી કામિની રે, અવર ન કીજે કોય રે ૪૮
કૈકેયી વળતું વદે રે મારે, જીવતરનું શુ કામ રે,
હું વન જાઇને દેહ દમું રે, મા લેશો મારૂં નામ રે ૪૯
વનકુળ આપો મુજને રે, દડ કમડળ હાથ રે,
અનશન લેઇને દેહ દમુ રે, મારે નથી જોઇતો નાથ રે ૫૦

૩૭ ધુમળી ધાન-કપડુ ઓઢાડીને સુવાડ ૩૯ ક્રોધાગાર-'રીસાવાનું ભવન ૪૦ તેપ-(અગ્નિના) તેજ જેવો 'તેપ પ્ર ૧ લી ૪૮ તુલા-બરોબરી ૫૦ અનશન-લાંઘણુ

## કડવું ૨૫ મું.

### રાગ રામગ્રી.

રાયજી વળતા બોલ્યા વાણી જી;
રોતી રહે તું તો રાણી જી. ૧

### ઢાળ.

રાણી તું તો રહે રોતી, તારે જે જોઇએ તે માગ;
હું અનુચર છું આગ્નાકારી, લાગું તારે પાગ ૨
વળતી કૈકેયી કહે મુખ, મીઠા બોલો બોલ;
કપટ કર્યું જાયે નહિ, નિષ્ઠુરપણું નીટોલ. ૩
મેં બે વર માગી મેલિયા, થાપણ તમારી પાસ;
જો વચન જાશે તમતણું તો, હું જાઇશ વનવાસ. ૪
આપ્ય રે તું માનિની, હું નહિ કરૂં નકાર;
વચન મુજ મિથ્યા નહિ થાયે, જો જાય સર્વ સંસાર. ૫
રામા રોતી રહી કહેછે, મારે આજ પડ્યું છે કાજ;
રામચંદ્રને વન વળાવો, ભર્ત ભડને રાજ્ય. ૬
વચન સુણી વસુધાપતિ, થયો પૃથ્વીપાત;
જમદંડ સરખો વજ્ર સરખો, વપુ વાગ્યો ઘાત. ૭
ફટ રે ભૂંડી પાપણી, મુજ પ્રાણની હરનાર;
કઠણ કહીને બોલ બોલે, ત્યમ મુજને માર. ૮
અરે રંડા! રામે તારો, શો કર્યો અપરાધ;
સદા સેવા કરે તારી, સેવક(ની) પેરે સાધ. ૯
ભરતને હું રાજ્ય આપીશ, રામને નહિ રાન;
તેની વતી વળી બીજું, આપ્ય તું વરદાન. ૧૦
શ્રીરામજી છે પ્રાણ મારા, વ્રેહે નવ વેહાય;
જીવન પેહેલો જીવજ જાય, જો કરૂં કોઇ ઉપાય. ૧૧
કૈકેયી કહે કુંવર મારો, કરી શકે ક્યમ રાજ?
ચૌદ વર્ષ રામ વન વસે તો, સરે સઘળાં કાજ. ૧૨

---

૨. અનુચર—સેવક. ૩. નીટોલ—નિશ્ચય 'નિઠુરપણુંનીટોલ' પ્ર. ૧ લી. ૮. કઠણ છં—તું આવાં કઠણ વચન બોલેછે તે કરતાં મને મારી નાખ.

જો જાણો વન નહિ મોકલુ તો, નાથ કહો નકાર,
સત્ય વચન તો ગયું તારૂં, પાપનો નહિ પાર ૧૩
રહે રડા અણબોલી, તૂટી પડે બ્રહ્માંડ;
રામને કહું વન પધારો, જીભ્હા કરૂ શતખંડ. ૧૪
એમ કહી અવની પડ્યો, શરીરે નહિ સાન,
સમાચાર સર્વે સાંભળ્યો, સુમંત્ર જે પ્રધાન ૧૫
રામજીએ જાણ્યું રાયજીને, લાગી ત્યાં વડી વાર,
કૈકેયી કને ગયા છે, શો હશે સમાચાર. ૧૬
રામ આવ્યા રાયજી કને, રાજ્યચિન્હ અંકિત અંગ,
મળસ્નાન કરીને સહી એ મંડન, હૃદયકમળ રસરંગ ૧૭
પડ્યા પેખી પિતાને, રામજી પૂછે પ્રીત,
માતાજી કહો પિતા પડ્યા, વાત છે વિપરીત. ૧૮
કૈકેયી કહે પરદર્દ પાળતા, રાયને ચઢી છે રીસ;
આપે નહિ ને ના ન કહે, અવની પડિયા ઇશ ૧૯
માતા મારી માગિયે, મેં આપવું એ આજ,
વચન પિતાતણું પાળે, કુંવર કેરૂં કાજ. ૨૦
કૈકેયી કહેછે રામને, મેં વર માગ્યા બેહ,
આજ મારે અર્થે પડિયો, તુંજ આપીશ તેહ ૨૧
માગો મારી માતાજી, હું પાળીશ પિતાવચન;
પ્રાણ લગે મે ના ન કહેવી, પ્રતિજ્ઞા પાવન ૨૨
અપરમાતા એમ બોલી, તું ચૌદ વર્ષ વસે વન,
રાજ્ય કોશલ દેશનું, તે પામે મારો તન ૨૩
રામજી રળિયાત થયા, મા માન્યું મારૂં મન,
આજે એમ ઇચ્છતો હતો, ત્યારે તેજ કર્યું કથન ૨૪
માતા મારા મનની તમે, કેમ જાણી વાત!
ભાર સોંપુ ભરતને, ભલો મારો ભ્રાત ૨૫
આજ્ઞા આપો આઈજી, મને રીસ નથી લગાર;
ભરતશું મારે ભેદ છે નહિ, પ્રીતનો નહિ પાર. ૨૬
એવે લક્ષ્મણ આવિયો, સાથે સુમંત્ર પ્રધાન;

---

નોંધ મળસ્નાન—મંત્રરહિત શરીર શુદ્ધિ કરનારૂસ્નાન.

જુએ તો રામજી (રહ્યા) છે ઉભા, પડ્યા છે રાજાન. ૨૭
લક્ષ્મણ કહેછે રામજી, કયા બ્રમ દીસો વીર,
પિતા આપણા આમ પડ્યા કાં, સકળ શિથિલ શરીર. ૨૮
રામજી કહેછે સૌમિત્રી સુણો, મેં પાળ્યું તાતવચન;
ચૌદ વર્ષ વન વેઠવું, માજીનું માને મન ૨૯
વર બે માગી મૂક્યા'તા, તેનો આજ પડ્યો છે અર્થ;
ચૌદ વર્ષ વનવાસમાં હું, ને રાજ્ય પામે ભર્ત. ૩૦
સુણી અનુજ આતુર થયો, થર થર ધ્રુજે દેહ;
જાણે તરવર કાપી નાખ્યો, તેમ પડિયો તેહ ૩૧
વળી બેઠા થઇને બોલિયો, સ્ત્રીજિત પાપી તાત,
પિતાને બોધી બેસો આસન, મરણ પમાડી માત. ૩૨
વૃદ્ધપણે વનિતાને વરો, લપટને નહિ લાજ,
કામી કાંઈ જાણે નહિ, એ અકૃત અકાજ. ૩૩
તમ વિમુખ જે પિતા મારે, તે નહિ મારો તાત;
માતા ભ્રાતા નહિ અમારે, તમ વિમુખે ભ્રાત ! ૩૪
રઘુનાથ કહેછે સુણો લક્ષ્મણ, એ નહિ આપણી રીત;
વિશદ વંશ વિષે અવતરિયા, પિતા ઉપર પ્રીત ૩૫
એના આત્માથી ઉપન્યા, કેમ દીજીએ તે ગાળ,
ઉપર આરોહણ થઈ, કયમ છેદીએ ડાળ. ૩૬
યદ્યપિ સાગર સુકાય ને, ઇંદુ ઊનો થાય,
અગ્નિ આદિત્ય શીતળ થાયે, વાયુ કર ગ્રહેવાય. ૩૭
મેરૂને કો કરેકરી, ઉપાડી લેઇ જાય;
સત્ય વચન પિતાતણું, મિથ્યા મારે ન થાય ૩૮
સુમંત્રને ત્યાં શીખ દીધી, રથ સજ કરી લેઈ આવ;
ચૌદ વરસ વન વસવું મારે, વીરા તું બોલાવ. ૩૯
સુમંત્ર કે'છે સુણતાં સ્વામી, જો મારા ન જાયે પ્રાણ,
ફાટે નહિ તો ફોક સર્વે, હ્રદે મહાપાષાણ. ૪૦
લક્ષ્મણ કે'છે સ્વામી મારા, હું આવીશ તમ સાથ,

---

૨૯. સૌમિત્રી–સુમિત્રાના પુત્ર–લક્ષ્મણ ૩૨ સ્ત્રીજિત–સ્ત્રીથી જીતાયલો બોધી–સાવધ કરી ૩૫. વિશદ–નિર્મળ ૩૬ આરોહણ થઈ–ચઢીને.

મુજને વન ને રાજ્ય ભરતને, આઠ વરસ ત્યાં તેર. ૩
સીતા સાથે આવશે, અને લક્ષ્મણ વીર;
સુણતાં માતા પડી વસુધા, શુદ્ધ નહિ શરીર. ૪
આશ્વાસના દે રામજી, દિવસ જાશે કાલ;
સાવધાન થઈ મારી માવડી, આજ્ઞા મુજને આલ. ૫
બેઠી રે થઇને બોલી માતા, પુત્ર તું મારા પ્રાણ;
વને જાશે વેરી તાહરા, જુવન રહે કુળભાણ. ૬
પિતાથકી પુરાણે, દશ ઘણી અધિકી માત;
તેનું વચન કેમ લોપિયે, તું જો વિમાસી વાત. ૭
તેના સુતને રાજ્ય આપો, નથી કાંઈ આપણે કાજ;
જુવન બેઠા ભોગવો સુખ, મુજ વચન પાળો આજ. ૮
માતાવચન લોપ્યાનું સુત ! તને લાગશે પાપ;
પિતાવચન પાળતાં તને, અસુખ થાશે આપ. ૯
વળતા વાણી બોલિયા, સુણ્ય માતા મારી મર્મ;
ભર્તારવચન સ્ત્રી લોપે, સાધવીમાં નહિ ધર્મ. ૧૦
એવી માતાનું વચન લોપ્યે, પાપ ન લાગે લેશ;
સ્વામિનું વચન સત્ય ન-માન્યે કાયામાં ક્લેશ. ૧૧
સાગર મૂકે મરજાદા, રવિ ઉદય પશ્ચિમ થાય;
તો મારા બાપજીનું, બોલ્યું મિથ્યા નવ જાય. ૧૨
ગમે તો તું પાળજે, મારે પાળવુ પ્રેમ;
સત્યને વશ સાધન સઘળાં, વ્રત તપ તીર્થ નેમ. ૧૩
સૂર્યવંશ વિષે મારી સત્ય-સાચવવા ઉતપત્ય;
રાજ્ય કોનું જો પ્રાણ મેલું, રાખવાને સત્ય. ૧૪
કોટિ ઇંદ્રના વૈભવને, જે કરે તિરસ્કાર;
એવું રાજ્ય મેલ્યું રામજીએ, જ્યમ ઉચ્છિષ્ટ અન્ન અપાર. ૧૫
જનેતાકને માગી આજ્ઞા, રથ બેઠા લક્ષ્મણ રામ;
ડાબે પાસે બેઠાં જાનકી, મોહે રતિયુક્ત કામ. ૧૬
કો તોળતા કો ગજ ભરતા, જેના જે વ્યાપાર;
કો કેને કે'વા રહે નહિ, નિસર્યા વર્ણ અઢાર. ૧૭

૭. પુરાણે–પુરાણમાં કહ્યું છે. ૧૭. કો કેને ઇ[illegible]તોળતા. ગજભરતાં વગેરે વ્યાપાર (તજીને), એવો અન્વય.

દોહોણું વલોણું તે ત્યાં મેલી, કો અર્ધ સજ શૃંગાર;
રામસાથે વન જાશું, તજી પતિ પરિવાર. ૧૮
નગર નિવાસી નિસર્યું સહુ, જાન જાણે જાય;
તે અયોધ્યા આપણે, જ્યાં વસે રાઘવરાય. ૧૯
દશરથે સોંપી આપિયો, રાજા તમારે રામ;
ભરત શત્રુઘ્ન સાથે, નહિ અમારે કામ. ૨૦
પિતા માતા ભ્રાતા તાતા, સ્વજન સહોદર સાથ;
સખા મિત્ર પવિત્ર રાઘવ, પ્રાણનો આધાર. ૨૧
શકટ રથ ને અશ્વ પાળા, ઉચાળા ભરી એવ;
જાણે ઇંદ્ર ઓગળથકી ચાલ્યા, કેડેથી સર્વ દેવ. ૨૨
રામ રહીને કહે પ્રજાને, ભાઇઓ ! ભરતની કરો સેવ;
દશરથે તેને રાજ્ય સોંપ્યું, આજ અવશ્યમેવ. ૨૩
મને સેવે રાજ્યસેવાનું ફળ, નહિ તમને હોય;
ચૌદ વર્ષ મેં રાન રહેવું, સત્ય પાળવા સોય. ૨૪
રાજ્યભ્રષ્ટે હું વન વસુછું, મારે પ્રજાનું કોણ કાજ?
ચૌદ વરસ પૂઠે પ્રેમે પાળીશ, અખિલ આવી રાજ. ૨૫
પ્રજા કહેછે પ્રાણજીવણ, એ શા બોલ્યા બોલ;
ભરતે ભાર કેમ ઉપડે, શૃગાલ સિંહ સમતોલ. ૨૬
તમો ત્યા સાકેત સાથે, બીજાશું નહિ કામ,
અવરને નવ ઓળખુ, રાજા એ મારે રામ. ૨૭
પ્રાણ લેઈ પ્રજાના, શ્રીરામ જાઓ રાન;
તમ વિના જે અર્ધક્ષણ જીવિત, તેહ મૃત્યુ સમાન. ૨૮
અમો સાથે આવશું, તમો ના કહેશો નકાર;
શ્રીજિતરાયના દેશમાં, અમો નહિ વસું નિરધાર. ૨૯
અત્યંત આતુર પ્રજા દેખી, સહી આવે સાથ;
સરયૂની તીરે જઈ રથ, રખાવ્યો રઘુનાથ. ૩૦
આરે ઉતારા કર્યા, સાવધાન સઘળા લોક;
રામ રથે બેસી જાતા, પામશુ સહી શોક. ૩૧

૨૫. રાજ્ય ભ્રષ્ટે–રાજ્યભ્રષ્ટ થયે ૨૬. શૃગાલ ઇ૦–સઘળા સહિત સમતોલ પ્ર. ૧ લી. ૨૭. સાકેત–અયોધ્યા.

નરનારી નિરંતર, ન મેહેને કો નામ;
સૂતાં બેઠાં જાગતાં, અથવા કરતા કામ. ૩૨
મધ્યરાતને સમે રામે, જગાડ્યો પ્રધાન;
સજ કરે રથને સચર, ન જાણે કો કાન. ૩૩
અયોધ્યા ભણી ચલાવી, વાટે બીજી ચાલ;
નગર નિવાસી ન જાણે કો, ચાલ્યા એવી ચાલ. ૩૪
સંગ છોડી ચલાવ્યા, ચપળ ઘોડા ચાર;
નગર નિકટ આવીને, ચાલ્યા ઉત્તર દિશ અપાર. ૩૫
તમસાતીરે વિકટ પર્વત, શૃંગવેર તેનું નામ;
વસેછે ગુહ ભીલ રાજા, તેણે જાણ્યા રામ ૩૬
સામો ચાલી શરણે આવ્યો, પ્રભુને કર્યો પ્રણામ;
સ્વામીજી! હું સેવક તમારો, દિજિયે કાંઈ કામ. ૩૭
વન આણે એકલા કયમ, આવિયા કહો નાથ,
સવ્યગ્ર દીસો શા ભણી, સેના નહિ કો સાથ. ૩૮
રઘુનાથજીએ ભીલ આગળ, ભાખિયો સર્વે ભેદ;
પિતાવચને વન ચાલ્યો, એહ વાણી વેદ. ૩૯
ભીલ કહેછે ભાગ્ય મારૂં, પામિયો દરશન;
દીન જાણી દયા આણી, અહીં આવ્યા જગજીવન ૪૦
હવે કામ દો કાંઈ રામ મુને, આ વન પૂરો વાસ;
ગિરિભોમ સઘળી ભોગવો, હું તમારો દાસ. ૪૧
રઘુવીરજી વળતા વદે, હું શું દેઉં તુજને કાજ!
અયોધ્યા મેલી અરણ્ય આવ્યો, બીજું ન રુચે રાજ. ૪૨
કોડીએ કને નથી, તજી ભર્યા ભંડાર;
જોઇતું નથી કાંઇએ, ઇંદ્રનો અધિકાર. ૪૩
આ ઘોડા છે દશરથના, લીલા જવ નીરો નેહ,
તમો રહોછો તેના દેશમાં, જ્યાં ભાગ્યા વરસે મેહ. ૪૪
મારે કાજ માગુછું, સાંભળો તે શુદ્ધ;

---

૩૪. વાટે ઈ૦–ઘોડે સુધી અયોધ્યા ભણી જઈ પછી રસ્તામાંથી બીજી ચાલ લીધી–રસ્તો બદલ્યો. ૩૬. તમસા–એ નામની નદી. ૩૮. શા ભણી–શા કારણથી.

જટાવાળવા આણી આપો, વડતણું તો દૂધ. ૪૫
ડાભ આણી પાથર્યો, સાથરો શ્રીકાર;
જવ નીપો ને દૂધ લાવ્યાં, વાર લાગી નહિ લગાર. ૪૬
રામજીએ જટાવાળી, સીતા પામ્યાં શોક;
જોતાં જો જીવ ન જાયે [તો], એહનું સુખ ફોક. ૪૭
પ્રજા લાગી રથને પેખવા, શ્રીરામ ગયા સાકેત;
ચીલા ચાલ્યા પુરભણી, હરિ ધરી હૈયે હેત. ૪૮
પાછા વળી પૂર આવિયારે, નિજ સદંન સર્વે લોક;
રામ રાતે જાતા, રહેતા જાણી, ટળ્યા સઘળા શોક. ૪૯
મહારાજ છે જાણ્યું મેહેલમાં, હવે રાજ્ય કરશે રામ;
પ્રજા પુત્રની પેરે પાળશે, સર્યાં સઘળાં કામ. ૫૦

---

## કડવું ૨૭ મું.

### રાગ ધંનાશરી એકતાળી.

જાગ્યા દશરથ રામ ન દીઠા, આતુર થયા અપાર;
કૈકેયી કને રહેવાતું, મન નથી લગાર. ૧
રામની માતા કને લેઇ જાઓ, આ વેરણને નહિ જોઉં;
ત્યાં રામનાં દર્શન પામું, દુષ્કૃત દેહનાં ધોઉં. ૨
એ રંડા મુને મારવા, માંડ કરેછે મન;
વાણી રૂપીઓ વૈશ્વાનર રે, બાળે મારૂં તન. ૩
દાસી બે બળગાડી રાયને, લાવી કૌશલ્યાઘેર;
પર્યંક ઉપર પડ્યા આવી, રડતણી ત્યાં પેર. ૪
કહે કૌશલ્યા કુંવર ક્યાં છે, શે રીસાવ્યા રઘુવીર!
દરશન મુને કાંઇ નથી દેતા, સુંદર શ્યામશરીર. ૫
કૌશલ્યા કહેછે સ્વામી, બળતાંને શું બાળો!
માનીતીને મંદિર જાઓ, તેનાં દુઃખ સર્વે ટાળો. ૬
હું દુર્ભાગણ દુઃખ પામુંછું, પુત્રવિરહે પસ્તાઉં;
જાણુંછું જે જોગણ થઇને, વિરહિણી વનમાં જાઉં. ૭

---

૪૭ જોતાં જો-જોતાં તો પ્ર. ૨૭.

વા'લીને વચને મન વાસ્યો, રાજીવદળલોચન;
વણ અપરાધે કુવર કાઢયો, માંડ મનાવો મન. ૮
માનીતીના સુતને સ્વામી, અખિલ આપતા રાજ્ય;
કહો કંયજી કોણે વાર્યા, રામ કર્યા કાં તાજ્ય ? ૯
દશરથ કહેછે કૌશલ્યાને, મારો નહિ કંઈ વાંક,
મારા મૃત્યુતણુ નિમિત્ત છે, એ પણુ આડો આક. ૧૦
કૈકેયીને કાળે કહેવરાવ્યું, પ્રીતે મથરા પ્રેરી;
આવરદાનો આંકો આવ્યો, હરિસુત રહ્યા છે હેરી. ૧૧
સુજ મરતાને શુ મારેછે, બળતાને શુ બાળે;
જાતાને કા ઠેલી કાઢે, ટળતાને કાં ટાળે ! ૧૨
સુને શાપ માતાએ દીધો, શ્રવણુનો સુણી ઘાત,
હુ મૃગયા રમવા વન ગયો તે, સાંભળ સુદરી વાત. ૧૩
દ્વિજ કો યજ્ઞદત્ત એવે નામે, અંધ હતા નરનાર;
શ્રવણુ નામે સુત એક તેનો, લેઈ ચાલ્યો વનમુઝાર. ૧૪
સાવિત્રી નામે સુંદરી, પિયર પો'ચતી કીધી;
કનકની કાવડ (કામળ) પોતુઆં પાથરી, ખાતે સ્કંધે લીધી. ૧૫
કાશી કાચી માયા મથુરા અયોધ્યા, વેત્રવતી શુભક્ષેત્ર;
ગગાદ્વાર કેદાર બદરિકાશ્રમ, નરનારાયણુ શુભ નેત્ર. ૧૬
પુષ્કર આદિ તીર્થ બીજાં, શ્રવણે સર્વ કરાવ્યાં;
એમ કરતા તે ઘોર વનમાં, મધ્યનિશાએ આવ્યાં. ૧૭
પાણી પાખે માતા તરસી, આતા આણો નીર;
જાણે લા તુ જોવા જાજે, વહેલો આવે વીર. ૧૮
સાવજ શબ્દ સુણીને શ્રવણુ, નીર ભણી નીસરિયો;
કાવડ વળગાડી તરડાળે, કુભ ધરી પરવરિયો. ૧૯
સાવરતીરે નિર્મળ નીરે, બોલે કોકિલ કીર;
સારસ ચાતક મોર મધુકર, નાદ કરે ગંભીર. ૨૦
શેવાળ ઉાળે આરે આવે, જાણે જાતા જન;

---

૧૧. હરિસુત ઈ૦–હરિરૂપી પુત્ર હેરી( વનમા જઇને ) રહ્યા છે (હિ- જણુ) ૧૩. શ્રવણુનો–'શ્રવણુનું' પ્ર ૨ ૭ ૧૫ પોતુઆ–રની કામળ ગાદી.–
૧૮. આતા–હાફકા!

કમળે વમળે જળ ભરિયુ, મહાનુભાવનું મન, ૨૧
ઝખે મખે રખે ભરિયું, વાજે છે બહુ છોળ,
શીતળ મંદ સુગંધ વહેછે, પવન કરે કલ્લોલ ૨૨
એવે સરોવર આવ્યો શ્રવણ, પાણી માહે પેઠો,
બટ બટ શબ્દ થયો જળ ભરતા, મુજ મનમા ગજ બેઠો. ૨૩
શબ્દવેધી મેં બાણ મેલિયુ, હદેકમળ જઈ લાગ્યું,
શર જોવા ને લેવા ચાલ્યો, મહાનુભાવને વાગ્યુ. ૨૪
આરે આણી નાખ્યો શ્રવણ, મેં પછી પૂછી વાત,
નામ ગોત્ર રીતે કયમ આ યો? કુણ માત કુણ તાત? ૨૫
મારૂં બાણ વાગ્યા પછી, જીવે નહિ ક્ષણએ કોય,
માને પાણી પાતુ પરહી, મરણ પામિયો સોય ૨૬
મેં માતપિતા તેના ત્યા આણ્યા, શ્રવણ સૂતો જ્યાય,
પ્રાણ રહિત પડ્યો પેખે નહિ, કુવર મારો ક્યાય ૨૭
શ્રવણની માતાએ ત્યારે, મને દીધો શાપ,
પુત્ર વિરહે મરણ તું પામે, ગ્રૌઢુ કીધુ પાપ ૨૮
માતપિતા બળી મુઆ બે, શ્રવણકેરે સાથ,
તે શાપ સાચો થાવાને, વનવસ્યા રઘુનાથ ૨૯
રામચંદ્ર કહેછે લક્ષ્મણ જટા મુજને વાળ્ય,
વનકુળ વાર પે'રણ પેર્યાં, રાજવેશ તું ટાળ્ય. ૩૦
ગુહને કહ્યું ત્રાપા બાધી, અમે ત્રણને તાર;
હું લક્ષ્મણ ને સાથે સુદર, સીતા નામે નાર ૩૧

---

૨૧ શેવાગ ઈ૦—જે કોઈ આરે આવે તે શેવાળ ડોળે, અને તેથી જાતા જન જાણે કે કોઈ પાણી ડોળેછે શેવાળે ડાળે આરે વારે પ્ર ૨૭ શેવાળ ડોળો આવે વારે પ્ર ૧ લી મહાનુભાવનું ઈ૦—જેમ મહાનુભાવ પુરૂષનું મન ઉદારતાથી ભરેલું હોયછે તેમ આ જળ કમળ અને વમળથી ભરેલું હતું અથવા આ શ્રવણરૂપી મહાનુભાવનું મન આ સરોવરના વમળ તથા કમળથી પરિપૂર્ણ થયુ ૨૨ ઝખે-(ઝષ-મત્સ્ય) મગર અને મચ્છથી મખે-(મષે) મત્સ્યે રખેને એ સરોવરમા બહુ છોળ વાજેછે (પાણી ઉછળવાથી) માટે તે મગર અને મત્સ્યથી ભરેલું હોય, એવો વિચાર શ્રવણને થતો હતો ૨૩ ગજ બેઠો-મારા મનમા તે ગજ (હાથી) છે, એમ લાગ્યું

સુમંત્ર (શીશ) નામી પિતાપદપંકજ, પ્રેમે કરે પ્રણામ;
ચૌદ વરસ વીત્યા પછી વનથી, ભુવન આવશે રામ. ૩૨
સુમંત્ર કહે જણ્યો હું શાને, ગર્ભે કાં નવ ગળિયો!
સાપે ખાધો નહિ વિષ પીધું નહિ, દાવાનળે નવ બળિયો! ૩૩
રામને વનવાશીને, નગરમાં નહિ જાઉં,
પુરમાં પચઈટાળી કરે, હેનામાં હળવો થાઉં! ૩૪
ભુંડે મુંડે ભાગળ માંહે, પેસું કેઇ પેર,
રામ લક્ષ્મણ સીતા વિહાણો, ક્યમ જાઇશ હું ઘેર. ૩૫
હૃદે મારૂં અતિ આકરૂં, ફાટે નહિ પાષાણ,
રામચંદ્રને વિરહે મારા, નથી જાતા પ્રાણ ૩૬
નાપા બાંધીને ત્રણને, તાર્યા તમસાતીર,
સેના સેઉને સાથે આવું, બીન ભણે રઘુવીર! ૩૭
રામ કહેછે કટકકેરૂં, નથી કાંઇએ કામ,
સેના સાથે શાને તેડિયે, શું કરવો છે સંગ્રામ? ૩૮
પેહેરે પગલે સીતા થાક્યા, નયણે ઢાળ્યાં નીર,
બીજું ભરતાં લક્ષ્મણને પૂછ્યું, કેટલે જાવું વીર ૩૯
રામચંદ્રની આંખે આંસુનો, [પ્રથમ] જન્મ થયો ત્યારે,
રોવાસરખું મુખ નથી કીધું, કષ્ટ પડે પણ ક્યારે ૪૦
લક્ષ્મણ કહેછે માતા આપણ વસશું પેલે વન;
ત્યાં આવ્યા પછી જનકનંદિની, મોહ પામેછે મન ૪૧
માતા! તેં ત્યાં કહ્યું હતું મુને, તે વન આવ્યું વીર,
હજી તું તો હીંડે છે, ધરે નહિ કાં ધીર? ૪૨
આઇજી મેં તો એ વન તમને, નથી કહ્યું ત્યાં નાર,
પેલે પર્વત આપણે રહેવું, વસમી છે નહિ વાટ ૪૩
વાહી વન લક્ષ્મણ સીતાને, ચતુરપણે ચલાવે,
કમળપત્ર પ્રાયે પદ કોમળ, ભમતાં ભલું ન ભાવે ૪૪
તે રામચંદ્રના ચરણ તળામે, સીતા કોમળ હાથ,

---

૩૪ હેનામાં—હલકા પ્રે ૩-૨ ૩૯ જુઓ હનુમાન્ નાટક અ ૩ જે —' सद्यः पुरापरिसरेषु शिरीषमृद्वी गत्वा जवात्त्रिचतुराणि पदानि सीता । गन्तव्यमस्ति कियदित्यसकृद् ब्रुवाणा रामाश्रुणः कृतवती प्रथमावतारम् " ॥

કરણુ કર જાણી પીડા પામે, સહુ ન જાણે નાથ. ૪૫
તે કોમળ ચરણે ચાલે, કંટકયુત ગિરિશૃંગ;
શીત આતપ ને તૃષા ત્રણે, સેહેજે સહેવા અંગ. ૪૬
રામચરણ જોઇ જાનકી, મધ્યે મારતા પાય;
લક્ષ્મણ પુઠે પગલા ભરતો, રખે ચરણ ચપાય. ૪૭
તમસાથી ત્રીજે વાસે, પ્રાગવડ પ્રભુ આવ્યા;
ભરદ્વાજની ભક્તિ કરવા, ભૂધરજી મન ભાવ્યા. ૪૮
શિષ્ય સઘાતે કા'વ્યુ ઋષિને, આવ્યા લક્ષ્મણ રામ;
સાથે સીતા સેવા કરવા, પ્રભુને કરે પ્રણામ ૪૯
વિદ્યારથીના વચન સાભળી, ઋષિજી થયા રળિયાત;
રામચદ્રને તેડી ન આવ્યો? વારૂ ન કીધી વાત ૫૦

---

## કડવું ૨૮ મું.

### રાગ આશાવરી.

ભૂધર ભણી ભરદ્વાજજી, શિષ્ય લેઇ સેવા સાજજી,
મહારાજ મદિર મારે આવિયા રે ૧

### ઢાળ.

મદિર મારે મહારાજ આવિયા, આજ પો'ચી આશ;
પૂજા કરી પધરાવિયા, ઋષિને દૃઢ વિશ્વાસ ૨
અનુજ સીતા સહિત રામે, પ્રેમે કર્યો પ્રણામ;
આશિષ દીજિયે તમને, પ્રભુ પૂરણકામ ૩
શિષ્ય સાથે કહાવિયુ, (ક્યમ) તમે ન આવિયા રઘુનાથ,
દરશન તમારૂં વે'લું પામત, અનુજ સીતા સાથ ૪
રામ કહેછે જો અમો કીજે, મર્યાદાનો ભગ;
પછી તમને કોણ પ્રશસે, હૃદે આણી રગ ૫
ભલે ભુવન પધારિયા, કમળદળલોચન,
આટલા દિન અહીં દેહ દમ્યો, તે પામવા દરશન. ૬
તમટાળી કોણ પાળે, પિતાતણું વચન !

---

૪૬ યુત-યુક્ત શૃગ-શિખર ૪૭-ચરણ-પગલા.

રાજ્યસુખ તજી કોણ ચાલે, વીર વસમે વન! ૭
જન્મનું દેહદમનફળ, અમો પામ્યા આજ;
તમો(વન વસતા)જાણી,અમો વસ્યા આ વન, કાંઇક દેવાકાજ. ૮
એક રસના નામ તમારે, હું શું કરૂં વખાણ;
શેષ મુખે કહી શકે નહિ, તમો પુરૂષપુરાણ. ૯
અજન્મા અચિંત્ય આત્મા, અવિનાશી તું એક;
માયા માનુષ રૂપ ધરિયું, મન કરી વિવેક. ૧૦
ધન્ય સીતા સાધવી તેં, ઓળખ્યા શ્રીઅનંત;
સેવા કરવા સાથે આવી, સદા શોભાવંત. ૧૧
ધન્ય લક્ષ્મણ સાહસિક સૌમિત્રે, તેં તજ્યા ભોગવિલાસ;
તેં રામ સીતા ઓળખ્યાં, થઇ નીસર્યો તું દાસ. ૧૨
રામ વિષ્ણુ સીતા લક્ષ્મી એ, લક્ષ્મણ તું શેષ નાગ;
સુરકારજ કરવા ભૂભાર હરવા, દીધા અવનિ પાગ. ૧૩
રાક્ષસની પીડા ઘણી છે, કો દમી ન શકે દેહ;
યત્ન કો યજી શકે નહિ, તમો ટાળો તેહ. ૧૪
હું મારે તપોબળે કરી, વસુ આરો વન;
રાક્ષસ કો આવી શકે નહિ, કરતાં દેહદમન. ૧૫
વનફળ લેવા વિદ્યાર્થી કો, જઈ શકે નહિ જન;
નિશાચર મારગ મળે, પ્રેમે કરે પ્રાશન. ૧૬
દેવ થયા છે દામણા, ઋષિ થયા છે રાંક;
કષ્ટ કહીએ કેટલું, એ દુ:ખે આડો આંક. ૧૭
દશરથ ઉપર દુહવાશો મા, નહિ કૈકેયીનો વાંક;
મંથરાને મારશો મા, તમો ત્રિકમ ટાંક. ૧૮
અમ સરખા અનાથને, રાખવા શ્રી રામ;
સાધુને પ્રતિપાળવાને, નવખંડ કરવા નામ. ૧૯
તમો અવનિ અવતરત નહિ, વસત નહિ જો વન;
જગત આખું જીવત નહિ, મરત મોહિત મન. ૨૦

---

૭ તમ ટાળી–તમવિના. ૮. તમો ઈ૦–તમો દેવ કાર્યાર્થે વનમાં જશો ત્યારે અમને તમારાં દર્શન થાશે એમ જાણી-અમે આ વનમાં વસ્યાછીએ. ૧૮. ટાંક–સમારે. ૧૯. નવખંડ–નાવ પ્ર. ૧–૨

વળી વળી કરૂંછુ વિનતિ, એટલુ કીજે કામ;
જગત માહે રાખવું નહિ, નિશાચરનું નામ. ૨૧
રામ કહે છે કામ મારૂ, જો જો હવે ઋષિરાય!
પાપ મને ગાઢ લાગે, પ્રજા જો પીડાય ૨૨
રાક્ષસી સર્વે રડા કરૂ, તો રામ મારૂ નામ,
જાણે જનુનીએ જણ્યા નથી, હુ એમ કેડુ હામ ૨૩
આજ્ઞા માગી ચરણુ લાગી, ચાલિયા ચતુરસુજાણુ,
વાલ્મીકિને આશ્રમ આવ્યા, જાણે ભૂના ભાણુ ૨૪
વાલ્મીકીને શિષ્ય સઘાતે, કહાવિયુ તે તમ,
મહાનુભાવના આશ્રમમા, અકસ્માત્ જઇએ ક્યમ? ૨૫
વાલ્મીકિ આવીને પૂજા કીધી, દીધી બહુ આશિષ,
લક્ષમણુ સીતા સહિત રામે, ચરણુ નામ્યુ શીશ ૨૬
કુશળ પ્રશ્ન પૂછ્યુ વાલ્મીકિ, વન આવિયા કોણુ કાજ?
દશરથરાયે દિકરાને ન આપિયુ ક્યા રાજ? ૨૭
રામ કે'છે રાય કને, કૈકેયીએ વર માગ્યા એહ,
રાજ્ય ભરતને ચૌદ વરસ ને, વન મુજને એહ ૨૮
ઋષિ કે છે રામને, નિમિત્ત કૈકેયી માટ,
અહીં (અમો) કઇ કાળના દેહ દમતા, વા લાજી જોતા વાટ ૨૯
ભૂનો ભાર ઉતારવા, મારવા સુરના કાજ,
અમ સરખા રાંકને રાખવા, વન નીસર્યા મહારાજ ૩૦
રામ તમારા નામનો, મેં જાણ્યો મહિમાય,
વાલ્મીકપણું પામિયો તે, તમ નામતણો પસાય ૩૧
દરશન તમારા થકી સમરે, પૂર્વ જન્મની વાત,
ભીલતણો હુ હામ સગી, કરૂં મનુષ્યનો ઘાત ૩૨
ભીલડી ઘેર ભારજા, તેણી વાડવ વેર
કામઠું કર તીર તાણુ, વિપ્ર વધું વિશે ૩૩
લુંટી ચોરી આહાર આણુ, પ્રેમદાશુ પ્રીત,
પુત્ર પુત્રી પરિવાર વાધ્યો, રમતો રૂડી રીત ૩૪

---

૨૫ તમ–ભરદ્વાજને કહ્યા પ્રમાણે હતુ તેમ. ૩૧ વાલ્મીકપણુ–અર્થાત આ મારી સાંપ્રતિની સ્થિતિ ૩૩ વધુ–વધ કરૂં–મારૂં

બહુ સેન સુતશુ ચંદ્રદેશ, વિષે ગયો તતખેવ. ૬
પછે રામે વિમાસ્યું મન વિષે, પુર અધિક સુંદર સાર;
ત્યાં રાજ્ય આપ્યું અંગદને, થઇ રહ્યો જયજયકાર. ૭
અંગદ સાથે ભરતને, મોકલ્યો રાઘવરાય;
તે અંગદીપુર આવિયો, ભરત ભડ જે કહેવાય. ૮
ત્યાં રહીને આવિયા, ભરત ને લક્ષ્મણ જેહ;
શ્રીરામને કારણ સહુ, કહેતા હવા ભડ એહ. ૯
હવે રાજ્ય શ્રીરાઘવ કરે, મન ધરી પ્રેમ અપાર;
તવ અજે પ્રેર્યો કાળને, પુર આવિયો ધરદ્વાર. ૧૦
વેશ તાપસનો ધર્યો, લક્ષ્મણ પ્રત્યે કહે વાણ;
અતિબળતણો હું દૂત છું, રામને કરવું જાણ. ૧૧
લક્ષ્મણ જઇ રાઘવ પ્રત્યે કહે, સાંભળો મહારાજ;
સ્વામી દૂતકો અતિબળતણો, આવ્યો છે અહીં આજ. ૧૨
લક્ષ્મણતણું વાયક સુણી, પ્રભુ ઊચર્યા ક્ષણમાય;
અતિબળતણા તો દૂતને, હવે તેડી આવો લાય. ૧૩
એવું સુણી લક્ષ્મણ સંચર્યો, આવ્યો ઋષિની પાસ;
સ્વામી પધારો ભુવન વિષે, પણ માહીછે અવિનાશ. ૧૪
તાપસ ત્યાયે આવિયો, રઘુવીરકેરે સંગ,
પછે વિવિધ પેરની વારતા, કરે મન ધરી ઉમંગ. ૧૫
તેણે સમે તે ઋષિ પ્રત્યે, ઊચર્યા રાઘવરાય;
તમો ભલે કામે આવિયા, એમ કહી પૂજ્યા પાય. ૧૬
ઋષિ કહે એક ગોષ્ટી છે, એકાંત તમશુ આજ;
કો આ ઠામે જો આવશે, તો મારજ્યો મહારાજ. ૧૭
તમો દ્વાર જઇ લક્ષ્મણ રહો, એમ વદે શ્રીજગદીશ;
કો ગોષ્ટી કરતાં આવશે, તેનું છેદીશ શીશ. ૧૮
રઘુવીર પછે વદે વળતા, મન ધરી પ્રેમ અપાર;
અહીં કવણ અર્થે પધાર્યા, મુજને કહો નિરધાર. ૧૯

---

૯. કારણ–અર્થાત્ ત્યાં જે જે હકીકત બની તે. ૧૦. અજે–બ્રહ્માએ. ૧૧. અતિબળ–મૃત્યુ–યમરાજ. ૧૪. પણ–( કેમકેના અર્થમાં ). માંહી–ભુવનમાં. ૧૫. સંગ–પાસે.

મળ તાપસ બોલિયો, તમો સાભળો શ્રીરામ,
હું જ્યેષ્ઠ સુત છુ તમારો, સદી કાળ મારૂ નામ ૨૦
અજે તમને જે કહાવિયુ, તે સઘળુ કહેવા આજ,
સૌ દેવને કરૂણા કરી, હવે પધારો મહારાજ ૨૧
જેને અરથે અવતરિયા, મહાસુભટ બળિયા જેહ,
તેને હણ્યા તેહના મદશુ, પૃથ્વીપતિ કહે બળિયા બેહ ૨૨
ભ્રાત બળિયા બે હણ્યા, મેદિની વિષે નિરધાર,
તવ ચર અચર ત્રૈલોક્ય વાસી આનવો અપાર ૨૩
ભૂભાર તમે ઉતારિયો, મન ગર્વ આણી ખેવ
તેને મારવા તમો પ્રગટિયા ભૂ વિષે દેવાધિદેવ ૨૪
સર્વે કાર્ય કીધા પ્રભુ તમો, હણ્યો લંકાધીશ,
હવે રક્ષા કરવી અમરની, ત્યા પધારો જગદીશ ૨૫
દ્વાદશ વરસતણી અવધ કરી તમો તેણીવાર,
એવુ કહીને મહીમડળથી, નિજ ધામ કરો અગિકાર ૨૬
તે અવધ તો પૂરણ થઇ, સાભળો શારંગપાણ,
એવુ વાયક સુણીને, પ્રભુજી ઊચર્યા મુખ વાણ ૨૭
બ્રહ્માએ જે કહાવિયા તે, ગમ્યા સત્ય વચન
હવે દિવસ થોડે જાણજો, આવીશ નિજ આસન ૨૮
વાણી મેં જે ઉચરી, માનજો સત્ય ઉપાય,
તેણે સમે દ્વારે આવિયા, દુર્વાસા ઋષિરાય ૨૯
લક્ષ્મણ જઇ કહે રામને, ઊચર્યા આનંદ આણી મન,
એણે ક્ષણે મને રામનું, પમાડે દરશન ૩૦
લક્ષ્મણ કહે કાઇ મર્મ માહી છે, આજ ત્યા શ્રીરામ,
એક મુહૂર્ત પછી દરશન કરી, ત્યા કીજિયે વિશ્રામ ૩૧
તવ દુર્વાસા ક્રોધે વદે, મુખ મૂકતા નિ શ્વાસ,
રઘુનાથને મેળવ કે કરૂ, તુ ? સહિત દેશનો નાશ ૩૨
લક્ષ્મણ વિમાસે મન વિષે હવે કરૂ કવણ ઉપાય,

---

૨૩ ચર-જગમ-ચાલતા પ્રાણી માત્ર અચર-સ્થાવર આનવો-(ત્રૈલો ક્યવાસી ચર અને અચરનો સમુદાય ) ૨૬ દ્વાદશ વરસ-દેવના દ્વાદશ વરસ ૨૮ નિજ આસન-પોતાના ધામમા ૨૯ સત્ય ઉપાય-સત્ય ઉપાય ૩૧ ૩૧ મુહૂર્ત—બે ઘડી

સહી પ્રતિજ્ઞા રામે કરી, મેં જાણુ કેયી પેરે થાય. ૩૩
અભળાવતા મન દેહ વિષે, સર્વથા હોયે ઘાત,
નહિ તો દુર્વાસા કરે સહી, પુર મધ્યે ઉત્પાત. ૩૪
સા જતા સુજને ખીજશે, રાઘવ ધરી અતિ શોક;
તો ઉગરશે સૌ શાપથી, નગર નિવાસી લોક. ૩૫
એવુ વિચારી લક્ષ્મણ ગયો, રઘુવીર કને તેણીવાર,
સ્વામી આવ્યા દુર્વાસા ઋષિ, મળવા ઉભા છે દ્વાર ૩૬
સા રામચદ્રે કાળને, આજ્ઞા તત્ક્ષણ દીધ,
દ્વાર જઇ ઋષિરાજને, પ્રણામ પ્રેમે કીધ ૩૭
બેઉ પાણ તવ સપુટ કરી, ઊચર્યા રાઘવરાય,
શે કાર્યે સ્વામી પધાર્યા તે, કહો સર્વ ઉપાય ૩૮
અત્રિસુત એમ ઊચરે, સાભળો દેવાધિદેવ,
એક સહસ્ર વર્ષ મહાવર્ષ વિષે, મેં તપ કર્યો અવસ્યમેવ ૩૯
મને ક્ષુધા પીડે અતિ ઘણી, હુ આવ્યો છુ તમ દ્વાર,
હવે શીઘ્ર થઇને રામ સુજને, આપિયે કાઇ આહાર ૪૦
રઘુનાથ એવુ સાભળી, આનંદ પામ્યા મન,
સનમાન દેઇને મુનીશ્વરને, કરાવ્યા ભોજન ૪૧
પછે વિવિધ પેરે પૂજા રચી, સતોષ પામ્યા પર્મ,
આજ્ઞા માગી અત્રિસુત, સચર્યા નિજ આશ્રમ ૪૨

ઉથલો.

સચર્યા નિજ આશ્રમ ઋષિ હરખ હૈડામા ધરી રે;
જનકુવર કહે રઘુવીર મનમા, ચિંતા અતિ પામ્યા ખરી રે. ૪૩

---

## કડવું ૫૪ મું.

### રાગ અંદાલ

સ્વામી દુર્વાસા ચાલ્યા, આનદ આણી રે,
શારગપાણિ મનમા દુ ખ ધરે રે ૧

---

૩૮ સપુટ કરી—જોડીને ૩૯ અત્રિસુત—દુર્વાસા. મહાવર્ષ વિષે—મોટી વૃષ્ટિમા ( રહી ) વાલ્મીકિ રામાયણમા એમ છે કે "હજાર વર્ષના ઉપવાસનો નિયમ આજ સમાપ્ત કર્યો છે"

ઢાળ.

શારંગપાણિ મન દુ ખ ધરે, નયણે વહે જળધાર,
મારી પ્રતિજ્ઞા નિષ્ફળ થઇ, હુ કરૂં કવણ પ્રકાર ૨
એ ભ્રાત લક્ષ્મણ પ્રાણવલ્લભ, દંડ ક્યમ દેવાય?
વિમાસતા પોચે નહિ, દુ ખ ધરે રાઘવરાય ૩
શોકે કરી શ્રીરામનો સતપ્ત થયો નિજ દેહ,
ત્યારે ધીર નામી ઊચર્યો મહાસુભટ લક્ષ્મણ જેહ ૪
સ્વામી પ્રતિજ્ઞા મેં તમારી, મિથ્યા કરી છે આજ,
મને દંડ વેગે દીજિયે, તે માટે શ્રીમહારાજ ૫
લક્ષ્મણતણુ વાચક સુણી, વસિષ્ઠ તેડિયા ત્યાય,
તે કારણ રામે વિસ્તરીને, કહ્યુ ત્યા ક્ષણમાય ૬
વસિષ્ઠ વળતા ઉચરે, રઘુવીર તુ અવિધાર,
જેની પ્રતિજ્ઞા મિથ્યા થઇ, ધિક પુરૂષ તે અવતાર. ૭
આગે પ્રતિજ્ઞા પાળવા તમો જઇ વસ્યા મહાઅર્ણ,
તમ વચન મિથ્યા થાય તો, રહે ધર્મ કોને શર્ણ? ૮
જો ભ્રાતનુ હિત લેખવી, કરશો પ્રતિજ્ઞા ફોક,
અપકીર્તિ નિશ્ચે પામશો, સૌ ધર્મ તજશે લોક ૯
વસિષ્ઠના વાચક સુણી, એમ ઊચર્યા ભગવાન,
મારવો અથવા ત્યાગ કરવો, એ છે એક સમાન ૧૦
એવુ કહી નિજ ભ્રાતનો, મન સ્નેહ ન આણ્યો લેશ,
લક્ષ્મણ ત્યાથી શીઘ્ર થઇને, તજી જા મુજ દેશ ૧૧
સુમિત્રાસુત તે સાભળી, નિજ ભુવન આવ્યો ધીર,
સ્વજન સૌને મળી લક્ષ્મણ, ગયો સરયૂતીર, ૧૨
લક્ષ્મણ ત્યા બેઠો તદા, વાયુ રોધ કરી નિરવાણ,
પછે સ્મર્યું માડ્યુ રામનુ તજવાને અરથે પ્રાણ ૧૩
સકેત લહીને શચીપતિ ત્યા પધાર્યા તતક્ષણ,
લક્ષ્મણને સુર સર્વે મ, લેઈ ગયા સ્વર્ગ સદન ૧૪
લક્ષ્મણતણી પૂજા કરી, અમરે મળી અવશ્યમેવ,
પછે ભરત પ્રત્યે રામજી, એમ ઉચર્યા તતખેવ ૧૫

---

૩ પોચે નહિ–બુદ્ધિ પોંહોચે નહિ

લક્ષ્મણુતણો પરીત્યાગ કરી, મેં ન રહેતુ પુરમાંજ,
સુણ્ય ભરત તુંને સમરપ્યુ, પુર અયોધ્યાનું રાજ. ૧૬
ત્યારે ભરત કહે તમ વિના ન રહુ, યદ્યપિ સ્વર્ગ મોઝાર,
તમો જશો ત્યા અમે આવવુ છેહ ન દેશો નિરધાર ૧૭
લવકુશને અયોધ્યાતણું, તમો રાજ્ય આપો આજ,
હવે શત્રુઘ્નને શીઘ્ર થઇ, તેડાવિયે મહારાજ ૧૮
ચર મોકલો મથુરા વિષે, પ્રભુ વચન બોલ્યા ત્યાય,
અયોધ્યા તજી રાઘવ જશે, આવજો મળવા યાય. ૧૯
પછે રામચદ્રે અવતી, લવને સમરપી એવ,
કુશને કુશાવતી આપી, ત્યા મોકલ્યા અવશ્યમેવ ૨૦
ચર શત્રુઘ્નશુ એમ વદે, તમો સાભળો મહારાજ,
લક્ષ્મણુને રામે કર્યો, નગરીયકી સહી ત્યાજ ૨૧
રઘુનાથજી સહી જાયછે, તે માનજો નિરધાર,
તમો તેડ્યા મળવા કારણે, વેગે મ લાવો વાર ૨૨
તે શત્રુઘ્ન ત્યા સાભળી, મુખ મુકિયો નિશ્વાસ,
સુબાહુ ને શત્રુઘાતી બેહુ, પુત્ર તેડ્યા પાસ ૨૩
તેને દેશ વેંચી આપિયા, એમ વચન બોલ્યા પ્રેમ,
સુતો પ્રજા પ્રેમે પાળજો, ચાલજો માર્ગ સુધર્મ ૨૪
શત્રુઘ્ન તવ ત્યાયકી તે, શીઘ્ર માર્ગ પળાય,
પછે દિવસ થોડે આવિયા, જ્યા હતા રાઘવરાય ૨૫
જઇ શત્રુઘ્ને રઘુનાયજીને વેગે કર્યું પ્રણામ,
ત્યારે આલિંગન નિજ ભ્રાતશુ દેતા હના શ્રીરામ ૨૬
એવે પુરનિવાસી આવિયા, રઘુવીર બેઠા જ્યાય,
મહારૂદન કરતા સર્વ કો, તે પડ્યા અવનીમાય ૨૭
તે સ્વસ્થ થઇ કહેતા હા, પણ હદે શોક ન માય,
વમો તજી અમને જાઓછો, અમો રહુ કેથી પેરે જાય ૨૮
કોચર્ણુ આગળ જઇ પડ્યા, લોટવા લાગ્યા ઘર્ણુ,
શ્રીરામ તમને નવ ઘટે એ, જવા ઈન્દ્રો અર્ણુ ૨૯
એવા પ્રેમનાયક સાભગા, એમ વદે રાઘવરાય

---

૧૭. છેહ ક્ર૦–"છેહ ન દેશો નિરધાર" પ્ર ૧–૩ ૧૯ ચર—અનુ. ચર ૨૨ વેગે–(મળના કારણે તેડ્યા) મલાવો વાર–વાર કરો નહિ

મુજ પ્રત્યે તમો જે કરો, તે કરૂં શીઘ્ર ઉપાય ૩૦
નગરનિવાસી તે વદે, સાભળો શ્રીરઘુનાથ,
અમો સુતા વધૂ સ્ત્રી સંગે લેઇ આવશુ તમ સાથ ૩૧
એવા પ્રજાના વાયક સુણી, પ્રભુ હવા અતિ રળિયાત,
તેણે સમે સુગ્રીવ આવિયો કપિદળ બહુ સંઘાત ૩૨
કપિરાજ તવ રાઘવ પ્રત્યે, એમ વદે નામી શીશ,
તમ સાથે સ્વામી આવશું,સત્ય માનજો જગદીશ ૩૩
પવનસુત શ્રીરામ પ્રતિ, ઉચર્યો જોડી પાણ,
તમસંગ આવીશ સર્વથા મુજ વાયક એહ પ્રમાણ ૩૪
શ્રીરામ કહે અજનીસુત, સુણ્ય કહું સત્ય ઉપાય,
મુજ સાથે તુજને આવતા, મારૂં વાયક મિથ્યા થાય ૩૫
મેં પૂર્વે વર આપ્યો તને, કૃપા કરીને જેહ
મમ કીર્તિ રહે પૃથ્વી વિષે, ત્યા લગે ધર તુ દેહ ૩૬
મારો વર સત્ય કરવા સહી, ભૂ વિષે રહે હનુમાન,
કપિ રહેશે દ્વય મૈંદ દ્વિવિદ જેણે, કર્યું છે અમૃત પાન ૩૭
એવુ કહી હનુમતને, પ્રીછવ્યો શ્રીજગદીશ,
એને વિભીષણ આ યો સહી, રાક્ષસતણો જે ઇશ ૩૮
પછે વિભીષણે રઘુવીરને જઇ, કર્યું દડપ્રણામ,
તમ સાથે સ્વામી આવવુ સત્ય માનજો શ્રીરામ ૩૯
રઘુવીર વળતા ઉચરે, સાભળો વિભીષણ બાત,
તું રાજ્ય કર લગતણુ નિરભેથકી સાક્ષાત ૪૦
સૌ પ્રજા પ્રેમે પાળજે, ધર્મયુક્તશુ નિરધાર,
તું દિવસમા મુજને હદે, સભારજે એક વાર ૪૧
એવુ કહી સેવક પ્રત્યે, બોલિયા દેવાધિદેવ,
તમો પાત્ર અગ્નિહોત્રના, લઇ સચરો અવશ્યમેવ ૪૨

ઉથલો

લેઇ સચરો સૌ પાત્ર એવી, રઘુવીરે વાણી કહી રે,
જનકુવર કહે શ્રીરામ તવ, આવવા સનદ્ધ થયા સહી રે ૪૩

---